

સુધરેલી રીત મુજબ

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટિએ

તયાર કરેલી

# ચોથી ચોપડીના અર્થ.

(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; તમામ
પાઠના સવાલ તથા સાર; મુંબઈ ઈલાકાની
ભુગોળ; અઘરા શબ્દો; જોડાક્ષર; ડ્રિલ)

રચનાર-મેસર્સ સી. ડી. શાહ. એન્ડ કં.
રચનારનું ઠેકાણું-શાહપોર-સુરત.

પ્રસિદ્ધ કર્તા— C. M. Shah.
પ્રસિદ્ધ કરનારનું ઠેકાણું-શાહપોર-સુરત.





છાપનાર:-ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.
છાપવાનું ઠેકાણું:-શ્રી "[illegible]" પ્રી. પ્રેસ,
બરાનપુરીભાગળ, ભાજીવાળી પોળ-સુરત.

સંવત ૧૯૮૨] કિંમત રૂ. ૦-૭-૬ [સને ૧૯૨૬.



૧૨૯૦૧



**મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.**

# ચોથી ચોપડીના અર્થ

| | | |
|---|---|---|
| પાઠ ૧. | નૌકાશાસ્ત્ર=વહાણુ ચલા- | ક્રમે ક્રમે=એક પછી એક |
| શહેનશાહ=મહારાજા- | વવાની કળા | બાંધો=બંધારણુ |
| ધિરાજ | યોજના=ગોઠવણુ | નિર્માણુ=નક્કી |
| સંગીન=મજબુત; | અત્યંત=ઘણુંજ | યુવરાજ=ગાદીનો વારસ |
| જોરાવર | તાલીમ=કેળવણી | આદરસત્કાર=આવકાર; |
| પુરાતન=ઘણું જુનું | પ્રવાસ=મુસાફરી | પરોણાચાકરી |
| ચરિત્ર=વૃત્તાંત; હેવાલ | પ્રદક્ષિણા=ચોગરદમ ફરી | આયડવા=કમજોર |
| જ્યેષ્ઠ=મોટા | વળવું તે | રાજ્યાભિષેક=રાજગાદી |
| પ્રિન્સ ઓફ વેલ્સ=વેલ્સ | ચાલુ=કાયમ | પર બેસાડવાની ક્રિયા |
| પ્રાંતનો રાજપુત્ર | પદવી=ઓદ્ધો | પાયતખ્ત=રાજધાનીનું |
| ઇલ્કાબ=ખિતાબ | પ્રવીણુ=માહીતગાર | શહેર |
| નિખાલસ=ખુલ્લા મનના | નિર્ણય=ઠરાવ | આબાદી=ચઢતી |

**સવાલ**—શહેનશાહ જ્યોર્જનો જન્મ કયે દિવસે થયો હતો ? પ્રિન્સ ઓફ વેલ્સનો ખિતાબ કોને આપવામાં આવે છે ? શહેનશાહ જ્યોર્જના વડીલ બંધુનું નામ શું હતું ? શહેનશાહ જ્યોર્જને નૌકાશાસ્ત્રની '' મ આપવામાં આવી તેથી એમનામાં કઇ કઇ સારી ટેવ આવી ? સ આલ્બર્ટનો સ્વર્ગવાસ કયારે થયો ? શહેનશાહ જ્યોર્જનું લગ્ન ા સાથે થયું હતું ? હાલ એમને કેટલા કુંવર અને કુંવરીઓ છે ? શાહ જ્યોર્જ હિંદમાં કયારે પધાર્યા હતા ? શહેનશાહ એડવર્ડનો ાસ કયે દિવસે થયો ? શહેનશાહ જ્યોર્જને ઇંગ્લાંડમાં રાજ્યાભિષેક કેયા કયે દિવસે થઇ ? હિંદુસ્તાનમાં કયે દિવસે થઇ અને કયાં





થઇ ? આપણો ધર્મ શું છે ? **સાર**-શહેનશાહ પાંચમા જ્યોર્જના વખતમાં આપણા જાનમાલનું રક્ષણ થાય છે, તથા અદલ ન્યાય મળે છે, માટે આપણે શહેનશાહ પાંચમા જ્યોર્જ ઘણા વર્ષ જીવે. એવી પ્રાર્થના કરવી જોઇએ.

| **પાઠ ૨.** | મુલાકાત=મેળાપ | અંગરખો |
|---|---|---|
| સ્વામિભક્તિ=ધણી પર પ્રેમભાવ; ધણીની સેવા | શરણાગત=શરણે આવેલો | પ્રસંગ=વખત |
| નાગોર=અજમેર. એ રજપુતસ્તાનમાં છે | બાજુએ મુકયો=વિસારી દીધો | ચેત્યો=સમજ્યો |
| થાણું=કચેરી | ખાસ=ઘણો | ખંજર=જમૈયો |
| ઘેરો ઘાલ્યો=કબજે કર્યું | વિશ્વાસુ=ભરોસાદાર | પ્રાણ લઇશ=મારી નાખીશ |
| લડત=લડાઇ; યુદ્ધ | ગુપ્ત=છાની | મ્યાન=કવર |
| બચાવ=રક્ષણ | ઝપાઝપી=કાપાકાપી; કતલ | નમ્રતા=નમનતાઇ |
| સંભવ=આશા; ભરોસો | જીવને જોખમ લાગશે=મરી જશે | મુજરો=સલામ |
| શરણે ગયો=તાબે થયો | સોગન=કસમ | વિશ્વાસઘાતી=ભરોસો તોડનાર |
| આશ્રય=મદદ | કુશળતા=સુખાકારી | ઉદાહરણ=દાખલો |
| જયપુર=જેપુર | સમાચાર=ખબર | નીમકહલાલ=જેનું ખાય તેનું ભલું ચાહનાર |
| મુકામ=રહેઠાણ | | |
| કપટી=દગલબાજ | ઝબ્બો=ઝુલતો ઢીલો | જીત=ફતેહ |

**સવાલ**—વિજયસીંગ કયાંનો રાજા? વિજયસીંગને કોને હરાવ્યો? ત્યાર પછી કયાં ગયો? ત્યાં શું થયું? પછી કયાં ગયો અને શા માટે? ઇસરીસીંગ કયાંનો રાજા? વિજયસીંગના બાપને કોણે મરાવ્યો? રજપુતોનો મુખ્ય ધર્મ શું છે? વિજયસીંગને ઇસરીસીંગ કેદ કરશે એ વાત જવાનસીંગના જાણવામાં કયાંથી આવી? વિજયસીં

પકડાતો શી રીતે બચાવ્યો ? ઇસરીસીંગે પોતાના સરદારોને કોનો દાખલો બતાવ્યો ? જીત મેળવવાની આશા કયાં રાખી શકાય નહિ ? **સાર**—જેનું લૂણ ખાધું હોય તેનું હલાલ કરવું એ માણસની ફરજ છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૩.** | યુક્તિ=તદબીર; કળા | જન્મ થયો હોય તે |
| સૂર્યવંશી=સૂર્ય ઉપરથી નીકળેલા કુળમાં પેદા થએલા | પાયમાલ=છેક નાશ થએલો હોય તેવું | ખીજમતદાર=સેવક |
| | | ઝરો=ધીરે ધીરે પાણી વહે તે; વહેળું |
| પ્રખ્યાત=નામીચા | ઉદાર=સખી | ઘુંટડો=મોંમાં માય એટલું |
| લગભગ=આશરે | હૃદય=અંતઃકરણ; મન | |
| અવતર્યો=જન્મ્યો | પાણી પાણી=નરમ | શૂરવીર=બહાદુર |
| રિવાજ=ધારો; રીત | ઝળઝળીઆં=આંખમાં પાણીનું ભરાઇ આવવું તે | નીમણુક=ગોઠવણ |
| ભાવ=હેત; પ્યાર | ગોઠવણ=તજવીજ | કામગીરી=નોકરી |
| બેઠક=ગાદી | ભલે=સુખે; નિર્ભય | વીત્યા=ગયા |
| ખાસ્તી=બીક; શક | આડે=વચ્ચે | દેહ=શરીર |
| પક્ષપાત=તરફદારી | પણ=બાધા; નિયમ | ઝળહળે=પ્રકાશે |
| ધકકો=નુકસાન; હરકત | ક્ષણે=વેળાએ | ઉદારપણું=મોટું મન |
| ખેદ=દીલગીરી | જન્મભૂમિ=જે જગામાં | ટેક=બોલેલું પાળવું તે |

**સવાલ**—રજપુતોમાં કયું કુળ ઉંચું ગણાય છે? માબાપનું કયા છોકરાઓપર હેત વધારે હોય છે? રૈનસીંગને ભીમસીંગ માટે શું વહેમ હતો? ભીમસીંગે તે વહેમ દૂર કરવા શું કર્યું? ભીમસીંગે પાણીનું પ્યાલું શા માટે ફેંકી દીધું? બે છોકરાઓમાંથી કયો છોકરો બાપકર્મી?

**સાર**—માબાપનું મન ન દુખાવવા માટે, અને તેમને રાજી રાખવા માટે તેમની મરજી મુજબ ચાલવું.

**પાઠ ૪.**

ઉપવાસ=અપવાસ; ભૂખ્યા રહેવું તે
કોપ=ગુસ્સો; રીસ
ખોળે માથે મુકીશ=શરણે રહીશ
આશિષ=આશીર્વાદ
વિજોગ=જુદું પડવું તે
માનવું=કબુલ કરવું
સાજોતાજો=સુખરૂપ
રક્ષા=બચાવ; રક્ષણ
મુઝાવું=મનમાં બળવું
વસમાં=ઘણા કઠણ
આરો=અંત
વેઠવો=ખમવો
વિકરાળ=બિહામણું
રાક્ષસો=દૈત્યો
આગ્રહ=હઠ
અવસ્થા=હાલત
વિનંતી=અરજ
ચલણ=સત્તા
ઝૂરી ઝૂરીને=મનમાં બળી બળીને
નમન કર્યું=બે હાથ જોડાયા; પગે લાગ્યા.
સોંપણ=સપુરત
કંદમૂળ=કંદને મુળીઆં
હૈયું ભરાઈ આવ્યું=રડવું આવ્યું
નિશ્ચય=ઠરાવ
વહાણે વાગે=સવાર થતે
ઠર્યું=નક્કી થયું
વનવેશ=વનમાં પહેરવાનો પોશાક
ધારણ કર=પહેર
મૂર્છા ખાઈ=બેભાન થઈ
તિરસ્કાર=ધિક્કાર
અધર્મ=અનીતિ
ઋષિ=તપસ્વી
વિદાય કીધા=વળાવ્યા
બેશુદ્ધ=બેભાન
પ્રાણ ત્યાગ કીધો=મરી ગયા; સ્વર્ગવાસ કર્યો

**સવાલ**—સીતા કેવી સ્ત્રી ગણાય ? રામને વનવાસ કોણે અપાવ્યો ? કૈકેયીનો કોણે તિરસ્કાર કીધો અને શા માટે ? રામ વનવાસ શા માટે ગયા ? સીતાને શા માટે વનમાં આવવા ના પાડી ? રામચંદ્રજીનું માતા પ્રત્યે કેવું હેત હોવું જોઈએ ? દશરથ રાજાની આજ્ઞા લેવા જવાનો હેતુ શો ? વનવેશ એટલે શું ? **સાર**૧—(૧)વિચાર વગરનું કામ કરવાથી પાછળથી પસ્તાવું પડે છે. (૨) માબાપનું વચન પાળવા માટે દુઃખ સહન કરવું.

**પાઠ ૫.**

દુકાળીઆ=ભૂખથી પિડાતાં માણસ
દુબળા=કમજોર
પેટપુર=જોઈએ તેટલું
સુકાઈ=લેવાઈ

| | | |
|---|---|---|
| એંજીન=વરાળથી ચાલતો સંચો | નિરંતર=હમેશાં | ચરબી=ચામડીની અંદર ઠરેલો ચીકણો પદાર્થ |
| કુદરતી=ઇશ્વરે મૂકેલી | નાડી=નાડ | દુરસ્ત=સાફ |
| કાયમ=ચાલુ | ઉછળે છે=ધબકે છે | ક્ષાર=ખારો પદાર્થ |
| ગરમી માપવાનું યંત્ર=થર્મોમીટર | અંગ=ભાગ | શ્રેષ્ઠ=ઉત્તમ |
| ચરી=જે દાંડી પર પૈડું ફરે છે તે; આંક; આંસ | સમાર=દુરસ્ત | વાની=વસ્તુ |
| | તર=મલાઇ | પુષ્ટિ=મજબુતી; બળ |
| | સાકર=મીઠો પદાર્થ; ગળી ચીજ | |

**સવાલ**—દુકાળીઆનાં શરીર કેવાં હોય છે? દુકાળીઆનાં શરીર એવાં શાથી થાય છે? આપણને ખોરાકની જરૂર શા માટે છે? ખોરાક ન મળે તો અંદરના ભાગમાં શું થાય છે? ગરમી માપવાના યંત્રનું નામ શું? એંજીન ચલાવવાને માટે શેની જરૂર છે? આપણા શરીરના અવયવો બરાબર ચલાવવાને માટે શાની જરૂર છે? નાના છોકરાના શરીરનું વજન વધારે કે મોટાનું? ગરમી કયો પદાર્થ ખાવાથી ઉત્પન્ન થાય છે? ચરબી વધારવા માટે કયા પદાર્થ ખાવાની જરૂર છે? ચરબી વધારનાર પદાર્થ કયા મુલકના લોકો વધારે ખાય છે? કયા પદાર્થ માંસ વધારે છે? ક્ષાર પદાર્થ ખાવાની જરૂર શા માટે છે? લોહી સાફ કરવાને માટે કેવા પદાર્થની જરૂર છે? દૂધ કરતાં પણ વધારે ફાયદાકારક શું છે? **સાર**—માણસને હવા ને પાણી સિવાય ખોરાકની પણ જરૂર છે, કારણ કે તે વડેજ અંદરના સંચાને પુષ્ટિ મળે છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૬.** | ભકવાટ=બવારો | અગરીઆ=મીઠું પકવનાર |
| થાકીપાકી=કમજોર થઇ | દોષ=ઠપકો | અગર=મીઠું પકવવાની જગા |
| નિસાસા=નિશ્વાસ | મસાલો=તેજાનો | |

| | | |
|---|---|---|
| પીલતાં=કપાસમાંથી | કરનાર | પુરી પાડે છે; તંગી |
| કપાસીઆ છુટા પાડતાં | નિર્માણ કરેલું=ઠરાવેલું | મટાડે છે |
| કાંતતાં=સુતર બનાવતાં | ગરજ=મતલબ | સમાધાન=ગુંચવણ કે |
| વણકર=વણવાનું કામ | ગરજ સારે છે=ખોટ | ચિંતાનું મટવું તે |

**સવાલ**---ડોસી શા માટે ભગવાનને દોષ દેતી હતી? તેના મનનું સમાધાન કોણે ને શી રીતે કીધું ? **સાર**-(૧) દુનિયામાં દરેક માણસને એક બીજાનો ખપ પડે છે માટે કોઇની સાથે ખુરાશ કરવી નહિ. (૨) દુનિયા માહેલા પદાર્થ એક બીજાની મદદથી બને છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૭.** | ભૂલીને=વીસરીને | વાંકુ બોલી=ઇનકાર |
| મુખે=મોઢે | વણતોલ=ખબીજ | કરી; ના કહી |
| વેર્યાં=નાખ્યાં | અન્યાય=ગેરઇન્સાફ | ભાળે=જુએ |
| ફૂલ=પુષ્પ | મટવાને=દૂર થવાને | ફરિયાદ=ન્યાય મેળવવા |
| નસીબે=દૈવયોગે | ધીરીને=ઉધાર આપીને | માટે અરજ. |
| નીચા નમી=નીચા વળી | દુઃખીઓ=હેરાન | સદ્ગુણ=સારાં લક્ષણ |
| વીણીશું=એક એક લઇશું | આબરૂ=ઇજ્જત | ચિંતા=ફીકર, |
| અત્યારે=હમણાં | પાખી=વગર | ચટપટી=ગભરામણ |
| ગુસ્સે થઇ=રીસ કરી | ધીરેલા=આપેલા | અટપટી=ગુંચવણ ભરેલી |
| વિપત=આપદા; દુઃખ | નવ આલે=આપે નહિ | માંલે=ખુશીથી રહે |

## પાઠ ૭. આજ અને કાલ.

**સમજુતી**-નસીબે ખુશી થઇને રસ્તામાં ગુલાબના ફૂલો નાખ્યાં, તે નીચા વળી કયારે વીણીશું ? બાઇ હમણાં આજ ને આજ વીણી લો. (મતલબ કે ફૂલ થોડા વખતમાં કરમાઇ જાય છે તેમજ સારાં કામો કરવાનો વખત પણ જતો રહે છે. માટે ગુલાબનાં ફૂલરૂપી સારાં કામો તરતજ કરવાં !) (૧) પણ જો તે કદી ગુસ્સે થઇને બોલશે તો

તને ઘણી આપદા પડશે તો પછી અફસોસ ક્યારે કરવો ? ભાઇ કાલે, કાલે, કાલે. મતલબ કે સારાં કામ કરતાં દુઃખ આવી પડે તો દીલગીર થઇ છોડી દેવું નહિ. (૨) ઉપકાર ભૂલી જઇને આપણું ખરાબ કર્યું હોય અને આપણને દુઃખ આપ્યું હોય તો તેને માફ ક્યારે કરીશું ? ભાઇ હમણાં આજ ને આજ. (૩) પણ ગેરઇન્સાફ થતો હોય તો તે દૂર કરવાને, મનમાંથી રીસ ઓછી કરવાને, જો લડવું હોય તો ક્યારે લડવું ? ભાઇ કાલે, કાલે, કાલે. (૪) કોઇએ આપણને પૈસા આપીને આપણી લાજ રાખી હોય, તે માણસ પૈસા વગર દુઃખી થતો હોય તો તે પૈસા પાછા ક્યારે આપવા ? ભાઈ હમણાંજ આજ ને આજ. (૫) કોઇ માણસ આપણે આપેલા પૈસા પાછા આપે નહિ, ને વાંકું બોલે, અને સામું પણ જુએ નહિ, તેવા માણસ પર કહો કે ક્યારે ફરિયાદી કરવી ? ભાઇ કાલે, કાલે, કાલે. (૬) સારા ગુણનાં ઘણાં કામો કરવાં છે, પણ વ્યવહારમાં વખત ન મળ્યો તો પછી તે ક્યારે કરવાં ? ભાઈ, હમણાં આજ ને આજ. (૭) ક્રોધ, અપશબ્દો, ફીકર, ગભરામણ, ગુંચવણ ભરેલી પોતાની મેળે મનમાં આવે તો તે મનમાં જઇને ક્યારે આનંદથી રહે ? ભાઇ કાલે, કાલે, કાલે. (૮) **સાર**–સારાં કામ આજેજ કરવાં અને નઠારાં કામ માટે આવતી કાલપર વિચાર રાખવો. મતલબ કે નઠારાં કામ કરવાંજ નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૮.** | પારખ્યું=ઓળખ્યું | સાધુ |
| અવલોકન=બારીક તપાસ | કેણી મેર=કઇ તરફ | ઝાડો=ઝડતી; તપાસ |
| ખોડું=લંગડું | જવાહીર=કીમતી રત્નો | તપાસ=શોધ |
| લાધ્યું=પીઠપર મૂક્યું | (હીરા, માણેક, લીલમ, | સાક્ષી=સાહેદ |
| ધારી ધારીને=તાકી | પોખરાજ,મોતી વગેરે) | જાદુગર=જંત્ર મંત્ર કે |
| તાકીને | ફકીર=સાંઈ; મુસલમાન | અજાએબી ભરેલા |

ખેલ કરનાર; ઇલમી
સજા=શિક્ષા
નવાઇ=અચરતી; અચંબો
જાદુ=ઇલમ
ગમ=બાજુ
કાણું=એક આંખ ફુટેલી

હોય એવું
આછું=થોડું
લંગડું=ખોડું
અનુમાન=વિચાર કરીને અટકળ કરવી તે
ખમણુતી=ગણુગણ

અવાજ કરતી
વેરાય=કણુ છુટા પડે
ઢોળાય=છલકાય
શાબાશી=ધન્યવાદ
ફેર=નફાવત
ટેવ=મહાવરો

**સવાલ**—ફકીરને રસ્તામાં કોણ મળ્યું ? ફકીરને કેવી ટેવ હતી ? ફકીરનું અનુમાન ખરૂં હતું કે ખોટું ? ફકીર ગુનેગાર હતો કે નહિ ? ફકીરે ઊંટ વિષે શી શી હકીકત કહી ? રાજાએ ફકીરને શા માટે છોડી દીધો ? અવલોકન કરવાની ટેવથી શો ફાયદો ? **સાર**—દરેક માણસે દરેક વસ્તુ બરોબર જોવાની તથા તે ઉપર વિચાર કરવાની ટેવ પાડવી.

**પાઠ ૯.**

ભલામણુપત્ર=સિફારસનો કાગળ
ઉમેદવાર=ઉમેદ રાખનાર
ખોળ=શોધ
વર્તમાન પત્ર=ચાલતા વખતના સમાચારનું છાપું; ન્યુસપેપર
જાહેર ખબર=છપાવીને ખબર આપવી તે
પસંદગી=પાસ
મહેરબાની=કૃપા; દયા

ભલામણુ=સિફારસ; લાગવગ
લાયકી=લાયકાત
લૂછી=સાફ કરી
જાજમ=જાડું બિછાનું
વ્યવસ્થા=સારી ગોઠવણુ
સ્વચ્છતા=ચોકખાઇ
દીસી=દેખાઇ; જણાઇ
વિચારવંત=સમજુ
સ્થિતિ=હાલત; દશા
વિનય=નમ્રતા
સભ્યતા=સલુકાઇ

રીતભાત=ચાલચલગત
ઓળંગી=વટાવી
ચોકસ=સાવધ; સંભાળ લઇ વર્તનાર
કાળજીવાળો=ખંતીલો
ધક્કા=હડસેલો
પ્રયત્ન=વધારે મહેનત
શાંત=ધીરજવાળો
લક્ષણુ=ટેવ; આદત
મરોડદાર=સારા લક્ષણુ વાળા

| | | |
|---|---|---|
| રેતદાની=રેતી ભરવાનો ખડીઓ | સાવધ=હોશિયાર | તોલ=પરીક્ષા; તુલના |
| | ખુલ્લું=દેખીતું | સદ્ગુણ=સારા ગુણ |

**સવાલ**—શેઠીઆને ત્યાં કેટલા ઉમેદવારની અરજી આવી? તેમાંથી કેટલા પાસ થયા? શેઠે કેવી રીતે પરીક્ષા કરી તે કહો. અક્ષર કેવા લખવા જોઇએ? લખાણ કેવું જોઇએ? જે ઉમેદવાર પાસ થયો, તેમાં કયા કયા ગુણ હતા? તેની પાસે ભલામણપત્ર હતો કે નહિ? **સાર**—દરેક માણસને નોકરી પર રાખતાં પહેલાં તેના ભલામણપત્ર પર આધાર ન રાખતાં તેને બોલાવી મગાવી જાતે તેની ખાતરી કરવી.

| પાઠ ૧૦. | પર્યંતઃસુધી | કાઢવી તે |
|---|---|---|
| ગુજરી ગયા=મરી ગયા | ભાષણ=બોલવું | કંઠી=ડોકમાં પહેરવાનું |
| સંકટ=દુઃખ; વિટંબણા | ગુમાસ્તો=મહેતો | સોનાનું ઘરેણું |
| ઘરેણાંગાંઠા=ઘરેણાં વગેરે | અદેખાઇ=ઝેર; કીનો | વીસરી=ભૂલી |
| વેચી સાટી=વેચી કે બદલો કરી | વિરુદ્ધ=સામું; ઉલટું | દળદર=ગરિબાઇ |
| | કસોટી=તોલ; પરીક્ષા | ફિટાડીએ=મટાડીએ |
| સાધન=સાહિત્ય | સોદો=માલ; સામાન | બોધ=ઉપદેશ |
| સમયે=વખતે | ભાવતાલ=કિંમતની | સંતાન=છોકરું |
| ઉદ્યમે=ધંધે | પડપુછ | મિલ્કત=માલમતા |
| જિંદગીપર્યંત=મરતાંસુધી | રવાદારગી=છુપી દલાલી | વારસ=હકદાર |

**સવાલ**—જગમોહન કેવો છોકરો હતો? તેની સ્થિતિ કેવી હતી? એવી સ્થિતિ આવવાનું કારણ શું? જુના ગુમાસ્તાની ચાડીથી શેઠના મનપર શું અસર થઇ? શેઠે જગમોહનની પરીક્ષા કરવા માટે શું કર્યું? જગમોહન ઉપર વધારે વિશ્વાસ શાથી બેઠો? જગમોહનમાં કયો ગુણ હતો? જગમોહનને તેના ગુણનો બદલો મળ્યો કે નહિ?

**પાઠ ૧૧.**

**સંસાર**=દુનિયાનો વહેવાર
દરવેશ=ફરતો ફકીર; એક જગ્યાએ સ્થિર નહિ રહેનાર ફકીર
ત્યાગ કરીને=તજીને
તાણુ=તંગાશ; ખોટ
ફાટી નીકળતો=ફેલાનો
એકાંતવાસ=એકાંતમાં રહેવું તે
સારવાર=બરદાસ
આખરઅવસ્થા=મરવાનો વખત
દિલાસો=ધીરજ
નામીચો=પ્રખ્યાત
બદમાસ=હરામખોર
સંખ્યાબંધ=ઘણાજ
લૂટફાટ=માર મારી લૂટી લેવું તે
પવિત્ર=શુદ્ધ
દુરાચરણુ=ખરાબ ચાલચલગત
ધર્મિષ્ઠપણું=ધર્મપ્રમાણે ચાલવું તે
અમર=અચળ; કાયમ
રસ્તો=ઉપાય; ઇલાજ
અશક્ય=થઇ શકે નહિ એવું
મુશ્કેલ=કઠણુ; અઘરું
ટોચ=શિખર
બોજો=ભાર; વજન
કલ્યાણુ=ભલુ
લૂટ=ખુલ્લી રીતે માર મારીને લઇ લેવું તે
ફરમાન=હુકમ
માથે ચઢાવી=કબુલ કરી
વર્તણુક=ચાલચલગત

**સવાલ**—દરવેશની નામના શાથી થઇ? લુટારા પાસે કેટલાં માણસો, ગુલામ તથા દોલત હતી? એ દોલત તેણે શી રીતે મેળવી હતી? દરવેશે ત્રણુ પથરા શા માટે ઉંચકવા કહ્યું? લુટારો ખરો સુખી હતો કે નહિ? એ કયારે ખરો સુખી થયો? **સાર**—આપણે બીજાના દુઃખ ઘટાડવા માટે પ્રયત્ન કરવો.

**પાઠ ૧૨.**

ખોટા=જુઠા
અજ્ઞાની=સમજણુ વગરના
ધારે=માને
ભૂત=મરી ગયા પછી કોઈ માણસ પ્રેત રૂપ થાય તે
ઝોડઝપટથી=ભૂતના સપાટામાં આવવ થી
અરસામાં=દરમિઆનમાં
જીવ ભમી આવ્યો=ચકરી આવી
ચપટી ચપટી=જરાજરા
કડક=સખત
કરડી=સખત; આકરી
અંગારા=સળગતા કોયલા
ઉંધો=અવળો
ચોંગી=વળગી
મંદવાડ=રોગ
પ્રયોગ=અમુક સાધન

| | | |
|---|---|---|
| વડે કંઇ કરી બતાવવું તે; અખતરો | ફાટી જાય=દૂધ ને ચોખા જુદા પડી જાય | જુકિતથી=તદબીરથી; યુકિતથી |
| ચીસ=તાણીને બૂમ પાડવી | ઉતરી જાય=મેસ્વાદ લાગે | બિનાશવાળી=બેજવાળી; |
| સોડે=પોમળે [ તે | કસર=ખામી; મણા | શરદીવાળી |

**સવાલ**—વહેમી લોકોમાં કઇ કઇ જાતના વહેમ ચાલે છે? વહેમ ટાળવાને માટે કયા કયા પ્રયોગ કરશો? નજર લાગવાનો દાખલો આપો. કુલ્લીનો પ્રયોગ શી રીતે કરશો? નજર બાંધે છે ત્યારે થાળી સાથે વાડકો કયા કારણથી ચોંટી જાય છે? નજર બાંધવાથી રોગ સારો થાય છે નહિ? રોગ શાથી સારો થાય છે? પાપડ બગડવાનું, દૂધપાક ફાટી જવાનું; અથાણું બગડી જવાનુ કારણ શું?

| પાઠ ૧૩. | | |
|---|---|---|
| નજરેપડે છે=દેખાય છે | ભોપાળું=પોકળ;જુઠાણું | વિખ્યાત=પ્રખ્યાત |
| એકાએક=અચિં તું; એકદમ | ડાકણ=ખરાબ નજરની સ્ત્રી,ભૂત થએલી સ્ત્રી; ચુડેલ | મ છા=ઇચ્છા |
| મૂઠ=ચોટ | ચાળા=નિશાની | મંછાભૂત=મ નની ઇચ્છા એજ ભૂત |
| જીવ=જીવાત; | મસાણ=મુડદાં દાટવા બાળવાની જગા | શંકા ડાકણ=વહેમ એજ ડાકણ |
| સળો=જીવાત; જીવડાં | | કહેવત=કહેતી |
| અદાવત=દુશ્મનાઇ; વેર | ઠુંઠું=ડાળાં પાંદડાં વગ-રના ઉભેલા ઝાડનું થડ | વશીકરણ=વશ કરવાની વિદ્યા |
| ભુવો=ભૂત કાઢનાર | | |
| ઉતાર=ભૂત, પ્રેત વગેરે કાઢવા સારૂ માથેઉતારેલું જે ધાન્ય વગેરે ચકલે મૂકવામાં આવે છે તે | ધડકે છે=ધબકે છે | શુકન=ધાર્યું થવાના ચિહ્ન |
| | શોરબકોર=ઘુમાટ | અપશુકન=નઠારા શુકન |
| | વીગત=વાત | તપાસ=શોધ |

**સવાલ**—ઝાડને મૂઠ મારેલી ક્યારે કહેવાય? ઝાડ મૂળમાંથી

એકાએક શા કારણથી પડી જાય છે? ભુવા લોકો મૂઠ ઉતારવાને કયો પ્રયોગ કરે છે? બૈરાંઓ શા કારણથી ધૂણે છે? મસાણ કાંઠે ભડકા ક્યા કારણથી દેખાય છે? શહેરમાં કે ગામમાં ભડકા શા માટે નથી દેખાતા? તમે વહેમને ખરા માનો છો કે ખોટા? ખોટા માનો છો તો તેનાં કારણ સમજાવો. વશીકરણ એ શું છે? શુકન એ શું છે?

**સાર**–કોઇપણ જાતનો વહેમ રાખવો નહિ. વહેમ રાખવાથી શરીરમાં બેચેની થાય છે, અને તેથી રોગ આવે છે. **સમજુતી**—જોરથી પવન આવ્યો તેથી નળીઉં ખસી ગયું. (એટલે સહેજ અવાજ થયો) તે સાંભળી કુતરૂં ભસવા લાગ્યું, તેથી (ત્યાં ઘણાં માણસો એકઠાં થયાં) ત્યાં ઘણોજ અવાજ થયો, તેમાં કોઈ માણસ કહે છે કે મેં ચોર નાસતો જોયો; એવી ખોટી વાતને લોકો લંબાવીને પ્રખ્યાત કરે છે. અખો કહે છે કે ભાઇઓ વહેમની વાતો એવી હોય છે.

**પાઠ ૧૪.**

તાગ=છેડો; અંત
અપાર=પાર વગરનું
વાવાઝોડું=પવનનું તોફાન
તૂટી પડશે=નીચે ગબડશે
કાટકા=કડાકા; ગડગડાટ
ચિરાઇ=ફાટી
ભયંકર=બિહામણા
બનાવ=પ્રસંગ
અતિવૃષ્ટિ=ઘણો વરસાદ
ઝરાં=ઝરે જેવાં પાણીના બંધાયલાં ટીપાં
હિમ=ઘણી ટાઢ
ધરતીકંપ=જમીનનું હાલવું તે
જવાળામુખી=બળતો પહાડ
આનંદકારી=ખુશકારક
મંદ મંદ=ધીમો ધીમો
નિરંતર=હંમેશાં
માફક=અનુકૂળ
અદ્ભુત=નવાઇ જેવું
ચમત્કારી=નવાઇ જેવું
દિંગ=મૂઢ; તાજુબ
દિંગ થઈ જઇએ છીએ=અક્કલ કહ્યું કરતી નથી
છેવટ=આખર
અનંત=પાર વગરના
ઘોડા=મોટી છોળો; મોજા
મોજાં ઉતરી જાય=ઓટ થાય
છાયા=પડછાયો; ઓળો
સ્વપ્નવશ=સ્વપ્નાં આવે એવી સ્થિતિમાં પડેલા
આત્મા=જીવ
ખોળીઆમાં=શરીરમાંથી
ભયભીત=બીકથી બીધેલા

**સવાલ**—આકાશનો છેડો કયાં છે? તારા કેટલા છે? તારા આપણી પૃથ્વી કરતાં મોટા છે કે નાના? મોટા છે તો નાના શા કારણથી દેખાય છે? પૃથ્વી મોટી કે આકાશ? વીજળી શું છે? ધરતીકંપ શા કારણથી થાય છે? ભયંકર બનાવો ગણાવો. આપણા શરીરમાં કયા કયા ચમત્કારી બનાવો બને છે? સ્વપ્નું એ શું છે?

| પાઠ ૧૫. | બ્રહ્માંડ=વિશ્વ; બધી દુનિયા જેમાં છે તે ગોળ | આપોઆપ=પોતાની મેળે |
|---|---|---|
| સત્તા=બળ; શકિત | સમર્થ=જોરાવર | અમુક=હરેક; ચોકસ. |
| વિસાતમાં=ગણતરીમાં | કાર્યો=કામ | આધારે=આશ્રરે |
| અમલ=હુકમ | વ્યાપી=ફેલાએલો | હેતુ=મતલબ |
| ઇંદ્રિયો=જે વડે જ્ઞાન અને કર્મ થાય છે તે (જ્ઞાનેંદ્રિય પાંચ છે આંખ, કાન, નાક, જીભ, ચામડી; કર્મેદ્રિય પાંચ છે મોં, હાથ, પગ, ઉપસ્થ, ગુદા.) | સર્વ શકિતમાન=બધું કરી શકવાવાળો | નિયમસર=મુકરર વખતે |
| | સર્વવ્યાપી=બધે ઠેકાણે ફેલાએલો | ન્યાયી=ઇન્સાફી |
| | સર્વજ્ઞ=બધું જાણનાર | દયાળુ=દયાવાળો |
| | | આરોગ્ય=તંદુરસ્ત |
| | | સોસવું=ખમવું; વેઠવું |
| | | પાપ=ઇશ્વરની આજ્ઞાથી ઉલટું કરવું તે |

**સવાલ**—પૃથ્વી ઉપરના પદાર્થનો અનુભવ આપણે શાથી થાય છે? ઇંદ્રિયો કેટલી જાતની છે અને તે કઇ કઇ? આ જગતની રચના કોણે ઘડી છે? પરમેશ્વરને મોટો અને જોરાવર શાથી સમજવો. પરમેશ્વર સર્વશક્તિમાન, સર્વવ્યાપી અને સર્વજ્ઞ શાથી કહેવાય છે? જગત જે નિયમો વડે ચાલે છે એ નિયમો કોણે બાંધ્યા છે? જગત કયા બે મોટા નિયમોને આધારે ચાલે છે? એ નિયમોનાં નામ કહો. પરમેશ્વર ન્યાયી, માયાળુ, દયાળુ છે એ તમે શાથી કહો છો. પરમેશ્વર કયારે નારાજ થાય? પાપ એટલે શું? ઇશ્વરી નિયમો પાળવાથી

ફળ શું? સાર–પરમેશ્વર સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સમર્થ, ન્યાયી, માયાળુ ને દયાળુ છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૧૬.** | વેશ=દેખાવ | સાધ=સાધુ; સજ્જન |
| ધ્રુવ=ઉત્તાનપાદના પુત્ર | લીલા=આબાદ | પરહર્યા=તજ્યા |
| નિસાસો=આશા ભંગ થયેથી જીવને જે અકળામણ થાય છે તે | લીલારાજ=આબાદ રાજ | ગૂઢ=ખીચોખિચ; ઘાડું |
| | ભોગવો=ચલાવો | વિકરાળ=ભયંકર; બીક લાગે એવા |
| | શ્રીય=ને | |
| વિમાસે=વિચારે | વચન=બોલ | કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ |
| કેરો=નો | સધીર=ધીરજવાળાં | |
| રાજીઓ=રાજા | નયણે=આંખોએ | સંચર્યું=ગયું |
| રાજંન=રાજા | નયણે વહે અતિ નિર= આંખમાંથી ઘણાં આંસુ પડે | નીરખું=જોઉં |
| નરપતિ=રાજા | | અજસુત=નારદ; બ્રહ્માના પુત્ર |
| સુણો=સાંભળો | | |
| પૃથ્વીપતિ=જગપતિ;રાજા | વદે=બોલે | ભૂપત ભણી=રાજા પ્રત્યે |
| હૈડે=હૈયામાં | રૂદે=મનમાં | કુળ=વંશ |
| નમાય=લેવાય નહિ | ટાળો=મટાડો | નગર=શહેર |
| ધરો=રાખો | દયાળ=દયાળુ | અવાસ=રહેઠાણ |
| પ્રજા=રૈયત | સંચર્યો=ગયો | નિશદિન=રાત દહાડો |
| ઉદર=પેટ | મૂઢમતિ=મુર્ખાઇ | ચરણે ચાંપી=પગે દાબી |
| મેહ=વરસાદ | પરવરી=ચાલી; નીકળી | નીરખે=જુએ |
| માગ્યા મેહ=જોઇતો વરસાદ | અપરાધ=ગુનો | તન=શરીર |
| | મંદમતિ=ઓછી અક્કલ | સફળ હવો=સાર્થક થયો |
| તમદેશ=તમારા મુલકમાં | દુભવ્યો=નારાજ કીધો | તારણહાર=તારનાર |

## પાઠ ૧૬. ઉત્તાનપાદ રાજા ને નારદ ઋષિ.

ધ્રુવજીના પિતાને નિસાસા નાખતા જોઇને નારદ ઋષિ મનમાં વિચાર કરે છે, કે હે રાજા! તું પોતે દુનિયાનો માલીક છે, પછી તમને શું દુઃખ છે? નારદ ઋષિ કહે છે કે હે! રાજા, તમે સાંભળો, તમે મોટા રાજા છતાં તમને આટલું બધું શું દુઃખ છે, કે હૈડામાં શ્વાસ પણ માતો નથી!

તમારો દેખાવ આસ્થાથી સેવા કરવા લાયક છે. તમે રૈયતનું પોષણ કરો છો. તમારા દેશમાં, જેવો જોઇએ તેવો વરસાદ આવે છે, છતાં આટલું દુઃખ શા વાસ્તે રાખો છો! (૧) તે આબાદ રાજ ભોગવો, તને તે કાંઇ દુઃખ હોય! એવાં ધીરજ આપનારાં વચન નારદ ઋષિએ કહ્યાં તોપણ રાજાની આંખમાંથી ઘણાં આંસુ પડે છે. (૨) રાજા એમ કહે છે કે ઋષિ સાંભળો. મારો છોકરો જંગલમાં ગયો, તેથી મારે મન ઘણું દુઃખ થાય છે, માટે તમે દયાળુ તે દુઃખ મટાડો. (૩) મેં બહુ મુર્ખાઇ કરી તેથી બાળક વનમાં જતો રહ્યો. મેં ઓછી બુદ્ધિવાળાએ એ પવિત્ર માણસનું મન નારાજ કર્યું, એવો મેં ગુનો કર્યો છે. (૪) એ કારણથી મેં નિસાસા નાખ્યા અને મને ચિંતા થાય છે, કે ખીચોખિચ બિહામણું જંગલ હશે ત્યાં મારો છોકરો એકલો કેમ રહેશે?(૫) જેનું મોં ઘણું કોમળ છે, એટલે જે ઘણો નાજુક છે, તે સુરજનો સીધી લીટીનો પ્રકાશ કેમ વેઠશે? (સુરજનો તાપ શી રીતે વેઠશે!) મારું બધું સુખ ધ્રુવજી સાથે ગયું તેથી હું નિસાસા નાખું છું. (૬) તમે દયાળુ તે દુઃખ મટાડો કે જેથી એક વાર છોકરાને મારી નજરે પ્રત્યક્ષ જોઉં, રાજાનાં એવાં વચન સાંભળીને નારદ ઋષિ રાજા પ્રત્યે બોલ્યા. (૭) તારા વંશમાં ધ્રુવ જન્મ્યો તેથી તારી જિંદગીને ધન્ય છે, જે માતાને પેટે જન્મ્યો તે માતાને પણ ધન્ય છે, રાજા તને ધન્ય છે, કે તારે

ત્યાં ધ્રુવ અવતર્યો. (૮) જ્યાં ધ્રુવ જન્મ્યો છે, તે શહેરને અને તે મહેલને પણ ધન્ય છે. જે માણસને ધ્રુવની સોબત છે, તેને પણ ધન્ય છે. જે ધરતીપર પગ મૂકીને ધ્રુવજી ચાલે છે. ત્યાં તે ધરતીને પણ ધન્ય છે એમ કહીએ. (૯) રાત દહાડો ધ્રુવજીના દર્શન કરે છે, તે પક્ષીને અને જંગલને ધન્ય છે, હે રાજા તારૂં જીવ્યું સાર્થક થયું, કે તારે ત્યાં એકોતેર પેઢી તારનાર જન્મ્યો છે. (૧૦)

| | | |
|---|---|---|
| પાઠ ૧૭. | રહેલો પત્થર | સાહસ=અવિચારી કામ |
| આગબોટ=વરાળથી ચાલતું મોટું વહાણ | ગાબડું=મોટું કાણું | ડોલ=સઢ ચઢાવવાનો થાંભલો |
| વિલાયત=ઇંગ્લાંડ | કપ્તાન=આગબોટનો વડો અમલદાર | જળચર=પાણીમાં રહેનાર |
| ખાસ=મુખ્ય | વીર=બહાદુર | પ્રસંગે=વખતે |
| ખલાસી=વહાણ ચલાવનાર | અવકાશ=વખત | ફરજ=ધર્મ; કર્તવ્ય |
| એકંદરે=કુલ્લે | ગડબડાટ=ઘુમાટ; શોરબકોર | અમર=કાયમ; અચળ |
| અરદરીએ=દરીઆની અધવચે | પડઘમ=એક વાજીંત્ર | યાદગીરી=નામના |
| મુસાફરી=સફર | તુતક=આગબોટનો આગલો ઉપલો ભાગ | ફરમાન=હુકમ |
| હંકારવામાં=ચલાવવામાં | દૃઢ મનથી=પાકા વિચારથી | કીર્તિસ્તંભ=યાદગીરી રહેવાને માટે ઉભો કરેલો ચણતરનો થાંભલો |
| સપાટી=ઉપલો ભાગ | | |
| ખડક=પાણીમાં ઢંકાઇ | બડબડાટ=બકવાટ | |

**સવાલ**—નજીક આવી પહોંચ્યાંએટલામાં શું થયું ? કપ્તાને ને લશ્કરના અમલદારે શું કર્યું ? કેટલાં બચ્યાં? જળચર પ્રાણીનાં નામ દો. ખલાસી અને સિપાઇનું નામ શાથી અમર રહ્યું ? એમનું નામ અમર રાખવા

પાઠ ૧૯.

પ્રમાણિક=વાજબી રીતે ચાલનાર

કંટાળો=તિરસ્કાર; ત્રાસ

નામુંઠામું=લેવડદેવડનો હિસાબ

આડું અવળું=જુઠું; ખોટું

વ્યાજવટાવ=વ્યાજ વગેરે

વટાવ=ખોટને બદલે કંઇ પણ રકમ લેવી કે આપવી તે

દફતર=હિસાબના ચોપડા

ખિન્ન=દુઃખી; દીલગીર

સદ્બુદ્ધિ=સારી બુદ્ધિ

તત્કાળ=તરતજ

ફુલાતો=ખુશ થતો

અબે=એ; અલ્યા

બનીઆ=વાણીઆ

ચલ બે=ચાલ

બતા=દેખાડ

કીધર=ક્યાં; કયે ઠેકાણે

આનાકાની=હા ના

માટે કોણે શું કરાવ્યું ? **સાર**—દરેક માણસે પોતાની ફરજ ખરા અંતઃકરણથી બજાવવી.

**પાઠ ૧૮.**

ફરતો=ચોગરદમ
કોટ=ચોથી બાંધેલી ઉંચી જાડી મજબુત દિવાલ
કાબેલ=હોશિયાર
મિસ્તરી=મુખ્ય કડીઓ કે સલાટ
સુલતાન=મુસલમાન રાજા; પાદશાહ
અજાયબ તરેહનો=નવાઇ જેવો
દહાડાને અંતે=સાંજે
ચણતર=ચણવાનું કામ
ભેદ=છુપી વાત
હીકમત=યુક્તિ; તદબીર; ચતુરાઇ ભરેલો ખેલ
મેકક=મુકામે
ઇલમ=જાદુ
બેશક=નક્કી; જરૂર
આજીજી=કાલાવાલા
ઝાળી=નાળાવાળી લોટી
ઇલમી=જાદુગર; મંત્ર જાણનાર
નિર્ભય=ભય વગરનું
સ્થાનક=ઠેકાણું; જગા
કબુલાત=વચન

**સવાલ**—અહમદશાહ કોણ હતો ? તેણે કયું શહેર વસાવ્યું ? કોટ બંધાતો હતો તે પાછો ઉખડી શા કારણથી જતો હતો ? ઉખડી જવાનું કારણ સુલતાનના જાણવામાં આવ્યું ત્યારે તેણે શું કર્યું ? માણેકનાથ કોણ ? અમદાવાદમાં તેની જગા હાલ કયાં છે ?

| | | |
|---|---|---|
| ફેરવી તોળ=વાત ફેરવ | દો=બે | કરતો હરતો=કારભારી |
| જીસકુ=જેને | પાગળ=મૂર્ખ | સાખ=આબરૂ; વટ |

**સવાલ**—છગનને દુકાનનું કામ જોઇ કંટાળો આવવાનું કારણ શું ? દુકાનમાં એક દિવસ શી બીના બની ? પટેલનો હિસાબ કેવી રીતે ગણ્યો ? થોડી વાર પછી બીજો શું બનાવ બન્યો ને તેનું પરિણામ શું આવ્યું ? મીયો વાણીઆને મૂકીને કેમ જતો રહ્યો ? ગુમાસ્તાને શેઠે શા માટે કાઢી મૂક્યો ? શેઠની શાખ શાથી વધી ? ગુમાસ્તાને ઠગાઇનું શું ફળ મળ્યું ? **સાર**—(૧) ઠગીને લેવાની દાનત રાખવી નહિ. (૨) મશ્કરી કરવી નહિ. (૩) હંમેશાં પ્રમાણિકપણે ચાલવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૦.** | નકશો=ગામ કે દેશનો ચીતરેલો નમુનો | વંકાવું=મેળ ન રાખવો |
| ખરૂં કામ=વાજબી કામ | | શરમ=માન; સહે |
| છાતી ચલાવનાર=હિંમત-કરનાર | મશ્કરી=મજાક | હાંસી=મજાક; મશ્કરી |
| | નિંદા=કોઇનું ભુંડું બોલવું તે | છાપ=અસર |
| કાને=સાંભળવામાં | | ચાહે=ઇચ્છે |
| આર=ભમરડાની નીચે લોઢાની પાતળી સળી હોય છે તે | મોઢું ઉતરી ગએલું=ઝંખવાએલો | ચાલ=રીતભાત; વતર્ણૂક |
| | | કજીઓ= ટંટો; |
| | કસુર=ગુનો; ચૂક | દુર્ગુણ=અનીતિ |

**સવાલ**—જયાનંદને જીવણરામ, ચુનીલાલ અને મહેતાજીના છોકરા સાથે અણબનાવ થવાનું કારણ શું ? એમાં વાંક કોનો હતો ? જયાનંદના વખાણ મહેતાજીએ શામાટે કર્યાં ? **સાર**—(૧) વાજબી રીતે ચાલવું (૨) ખરી વાતમાં કોઇની પણ શરમ રાખવી નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૧.** | નહિ એવો વિક્રમ | મેવાડ=ઉદેપુર; (રજપુ- |
| વિક્રમાજીત=જીતાય | અજીત=જીતાયનહિએવો | સ્તાનમાં છે) |

ઝંદ=નઠારી ટેવ
વ્યવસ્થા=ગોઠવણ
પટાવતો=રાજ્યના મુખ્ય સરદારો
ઠાર મારવું=જીવ લેવો
ધાવ=ધવરાવનાર બાઈ
દાવો=હક
રણવાસ=રાણીઓને રહેવાની જગા; જનાનખાનું
યોજવા=કરવા
બાળહત્યા=બાળકને મારી નાખવું તે

નિર્દોષ=બીન ગુનેગાર; અપરાધ વિનાનો
દયાજનક=દયા ઉપજાવે એવા
પીગળ્યું=પોચું થયું; દયા આવી
ઘાતકી=ક્રૂર; નિર્દય
વર્ણન=બયાન; હકીકત
કલ્પાંત=ઘણું રડવું કકળવું તે; રડારોળ
રાજભક્ત=વફાદાર
કઠણ હૈયું=દયાવગરનું

હજામ=વાળંદ; રાત
આશરો=મદદ; સહાયતા
ભાળ=તપાસ; પત્તો
રક્ષણ=સંભાળ
જીવ્યુ=જિંદગી
સાર્થક=સફળ
સર્વસ્વ=સઘળી માલમતા
સપુરત=સોંપણ
વ્યાપે=ફેલાય; પ્રસરે
પરિણામ=ફળ; છેવટ
હદવાળી=આખર કરી
પન્નું=પાનું; એક જાતનું રત્ન

**સવાલ**—વિક્રમાજીતને શા માટે માટે મારી નાખ્યો? ઉદેસીંગ કોનો છોકરો? ઉદેસીંગનો જીવ લેવાનું વનવીરે શા માટે ધાર્યું? ઉદેસીંગનો બચાવ કેવી રીતે થયો? પન્નાએ ઉદેસીગને કોને સોંપ્યો? શેઠે ઉદેસીંગને રાખવાનુ કારણ શું? **સાર**—આપણી ફરજ ખરા અંતઃકરણ પૂર્વક બજાવવી અને તે બજાવવામાં પાછી પાની કરવી નહિ.

**પાઠ ૨૨.**

ઇલાકો=ઘણા જિલ્લા, એજન્સિ અને સંસ્થાન મળીને થએલો ગવર્નરના તાબાનો ભાગ

સૈકો=સો વરસનો કાળ
સુકાની=સુકાન ફેરવનાર
ગફલત=બેપરવા
ખડક=પાણીમાં ઢંકાએલો પત્થર

નિશ્ચે=નક્કી; નિરધાર
બચવાના=ઉગરવાના
ઇરાદો=મનસુબો; વિચાર
નીમ્યો=નીમણુક કીધી
યુક્તિ=તદબીર; કળા હિંમત

| | | |
|---|---|---|
| સંખ્યા=ગણતરી | છાતી ભરાઈ આવી= | આગ્રહ=હઠ; કાલાવાલા |
| માન્ય રાખી=કબુલ કરી | રડવું આવ્યું | છક=દંગ; ચકિત |
| મોતને શરણે ગયા=મરી | ઉત્તર=જવાબ | હડસેલી મૂક્યો=ધક્કો |
| ગયા | કબુલ કર્યું=માન્યું | મારી ફેંકી દીધો |
| આજીજી=કાલાવાલા | સંસાર માંડ્યો નથી= | બંધુ=ભાઈ |
| રાહ=વાટ; વાર | બૈરી પરણ્યો નથી | ધર્મ=ફરજ |
| શિર=માથું | કોડ=હોંસ, ઉમંગ | બંધુધર્મ=ભાઈ તરીકેની |
| એકલદોકલ=એકલો | નિયમ=ઠરાવ | ફરજ |
| ચિંતા=ફીકર; ધાસ્તી | બાઝી=વળગી | સહીસલામત=સુખરૂપ |
| | | યોજના=ગોઠવણ |

**સવાલ**--ગોવા કયાં છે ? ગોવામાં હાલ કોનું રાજ્ય છે ? પોર્ટુગીઝ લોકો કયાંના રહેવાસી ? વહાણ શાથી ખડક સાથે અથડાયું ? ખોરાક વધારે દિવસ ચલાવવા માટે નવા કપ્તાને શું યોજના કરી ? ચોથી ચિઠ્ઠીમાં કોનું નામ નીકળ્યું ? તે પાણીમાં પડયો કે નહિ ? નહિ પડવાનું કારણ શું ? એના ભાઇને પડવાની રજા શા માટે આપી ? તે મરી ગયો કે નહિ ?
**સાર**--ભાઇઓએ એક બીજા પર હેત રાખવું જોઇએ.

| | | |
|---|---|---|
| પાઠ ૨૩. | અદેખો=બીજાનું સારૂં | દિનપરદિન=દરરોજ |
| ચિત્રશાળા=ચિત્ર શીખ- | જોઇ બળે એવો | હરિફાઇ=બરાબરી |
| વાની નિશાળ | સમાન=બરોબર | નકલ=ઉતારો; કોપી |
| ચિત્ર=છબી | કીર્તિ=આબરૂ; માન | બળિએલ=બીજાનું સારૂં |
| ઉપરના=ઉપલા | કલંક=એબ; બટ્ટો; ડાઘ | જોઇ મનમાં બળે એવો |
| ચિત્રકળા=ચિત્રકામ | અનેક=એકથી વધારે; | વખોડવું=ખોડ કાઢવી |
| શ્રેષ્ઠ=ઉત્તમ;સૌથી સરસ | ઘણા | વડાઇ=મોટાઇ; માન |
| તોલે=બરોબરીમાં | ગપો=જુઠી વાતો | જન્માષ્ટમી=શ્રાવણ વદ |

| | | |
|---|---|---|
| **આઠમ**; ગોકળ આઠમ, કૃષ્ણનો જન્મ દિવસ | બાળા=છોકરી | ચિત્રકાર=ચિતારો |
| **અદેખાઇ**=ઇર્ષા; વેર | સાંખી=ખમી; સહન કરી | બેદરકારી=બેપરવા |
| પંચ=કોઇ પણ વાતનો નિવેડો કરવાને પાંચ અથવા વધારે શખ્સની મંડળી; લવાદ | શોભા=ખુબસુરતી | ઉત્તેજન=પુષ્ટિ; મદદ |
| કળા=હુન્નર, કસબ | શાંત થયું=નિરાંત વળી | ઉત્તેજન દાખલ=ઉત્તેજન માટે |
| કલ્પ્યો=કલ્પના કીધી, ધાર્યો | દશા=હાલહવાલ; વલે | અભિપ્રાય=વિચાર; મત |
| ટાપુ=બેટ | રૂબરૂ=હજુર | નિરાશ=નાઉમેદ |
| | પીંછી=ચીતરવાની કલમ | વીલેમોઢે=ફિક્કે ચહેરે; ઝંખવાણો પડીને |
| | છુપી=છાની; ગુપ્ત | અદેખાઇનું મોં બાળો= અદેખાઇ ન કરો |
| | પીંછી છુપી ન રહે= કામ જણાઇ આવે | |
| | ઠરાવ=નિશ્ચય | |

**સવાલ**—ચિત્રશાળામાં શું શીખવાય છે? ઉપલા વર્ગમાં કેટલા વિદ્યાર્થી હતા? ચિત્રકળામાં કોણ હોશિયાર હતું? એની હોશિયારી જોઈ કોણ અદેખાઇ કરતું અને કોણ તેની બરોબરી કરવા પ્રયત્ન કરતું? ત્રિભુવનની આબરૂને કલંક લગાડવા માટે કોણે શું યોજના કીધી? પ્રાણજીવનનો સ્વભાવ કેવો હતો? ચિત્રશાળામાં શી જાહેર ખબર ચોઢેલી હતી? દરેકે ઇનામ મેળવવા માટે તેવી તરેહનાં ચિત્ર કાઢયાં? કોનું ચિત્ર સૌથી સારૂં હતું? ઇનામ કોને મળ્યું? એ ઇનામના રૂપીઆ કોને આપવામાં આવ્યા અને શા માટે? પ્રાણજીવનને નિશાળમાંથી શા માટે કાઢી મૂકયો? **સાર**—જે પોતાનું ભલું ચાહતા હોય તેમણે હંમેશાં હરિફાઇ કરવી પણ અદેખાઇ કરવી નહિ

| | | |
|---|---|---|
| **પાઠ ૨૪.** | સ્નેહ=હેત; પ્રીતિ | કુવાકય=નઠારૂં વચન; નઠારી વાણી |
| સુવાકય=સારૂં વચન; સારી વાણી | સદૈવ=હંમેશાં; નિત્ય | લાધે=મળે; થાય |
| | વાધે=વધે; થાય | |

વિવેક=સલુકાઇ; ડહાપણ; સારા નરસાનો વિચાર
આણી=લાવી
યાર=મિત્ર; ભાઇ
ઉચાર=બોલ
વિશ્વ=દુનિયા; જગત
વખાણે=તારીફ કરે; સ્તુતિ કરે; માન આપ
કીર્તિ=આબરૂ
જનો=માણસો
પડે=હલકે દરજ્જે ઉતરે; અરિબાઠમાં આવે પડતી
ચડે=મોટા દરજ્જે આવે; સુખી થાય; ચડતી થાય
વડે=થી; થકી
પ્રજા=લોક; રૈયત
પાળે=પોષે

ઘૂડ=ઘુવડ
ઉચારવું=બોલવું
ભલી=સારી
ભલાઇ=ભલમનસાઈ
બુરાઇ=નઠારાપણું; વેર; દુશ્મનાવટ
અમૂલ્ય=કીમતી; જેની કિંમત ન થઇ શકે તે
મૂલ=કિંમત
લગાર=થોડી
પળી=ચાંગળુ
રે=અરે
માનવી=માણુસ
વેણુ=શબ્દ; બોલ
વેણુમૂકયું=શબ્દ બોલ્યો
ગળાય=ગળી જવાય
થુંકયું=થૂંકેલું
વિમાસશો=પસ્તાશો; દીલગીર થશો

હાણી=નુકસાન; ખરાબી; પાયમાલી; હાનિ
છરા=બંદુકમાં ભરવાની ગોળી
છેદ=ઘા; જખમ
સૂઝે=માલમ પડે
રૂઝે=મટે; સારો થાય; નવી ચામડી આવે
કોઠી=મોટી બરણી
મટે=સારી થાય
તોપ તણો=તોપનો
ભડકો=અવાજ
હવા વિષે=હવામાં
હડાકો=સપાટાબંધ
તાણી=ખેંચી
વદો=બોલો
વણસે=બગડે
ભાર તોલ=માન; આબરૂ; વકકર

## પાઠ ૨૪ વિચારીને બોલવા વિષે

સારૂં વાકય બોલવાથી હંમેશાં પ્રીતિ વધે છે; નઠારૂં વાકય બોલવાથી હંમેશાં કજીઓ થાય છે; માટે હે ભાઈ મનમાં જરા સલુકાઇ લાવીને જે બોલ બોલો તે વિચારીને બોલો. (૧) સારૂં વાકય બોલવાથી

આખી દુનિયા તારીફ કરે. પણ નઠારૂં વાકય બોલવાથી માણસો આપણી આબરૂ જાણે નહિ. પ્રાણીની પડતી અને ચઢતી જીભથીજ (બોલવાથીજ) થાય છે. માટે હે ભાઇ જે બોલ બોલો તે વિચારી બોલો. (૨) જુઓ રૈયત (લોકો) પોપટને ઘેર પાળે છે, પણ ઘુવડ પક્ષી પોતાના માળામાં પણ નચિંતે સુઇ શકતું નથી; એજ બોલનું કારણ જાણ. માટે૦ (૩) સારી જીભથી (સારૂં બોલીને) ભાઇ ભલામન સાઇ મેળવ. નઠારી જીભથી (નઠારૂં બોલવાથી) લોકો નઠારૂં બોલે છે. પછી તે ગરીબ હોય કે રાજાનો છોકરો હોય, કે રાણી હોય તોપણ લોકો નઠારૂં બોલે છે. માટે૦ (૪) સારૂં વાકય બોલવાથી દૂધ, દહીં અને ઘી આપશે, અને જેની કિંમત ઘણી હશે તેની થોડી કિંમત લેશે, પણ નઠારૂં વાકય બોલવાથી કોઇ ચાંગળું પાણી પણ નહિ પાય; માટે૦ (૫) અરે માણસ તું મોઢેથી જે શબ્દ બોલ્યો તે જેમ તેં થુંકેલું થુંક ફરીથી ગળાતું નથી, તેમ તે બોલેલો બોલ પછો ખેંચી લેવાતો નથી, જો એવી વાણી હશે તો પસ્તાશો અને નુકસાન થશે. માટે૦ (૬) છરાના ઘાનો ઉપાય માલમ પડે, પણ નઠારા વાકયનો ઘા કદી રૂઝતો નથી. (તે બોલ મનમાંથી જતો નથી) જેમ કાચની કોડી કાણી હોય તે જેમ આખી થતી નથી તેમ. માટે૦ (૭) સારો કે નઠારો તોપનો અવાજ હવામાં સપાટાબંધ ચાલ્યો જતો હોય, તો તમે કહો કે તેને કેમ ખેંચી શકો ! મતલબ કે ખેંચી શકાય નહિ. તેમ બોલેલો બોલ પાછો ખેંચી શકાતો નથી, માટે૦ (૮) વિચારીને શબ્દ બોલો તો કામ કદી પણ અમડે નહિ. દલપતરામ કવિ કહે છે, કે જે સારા માણસો છે, તેજ ભાર વક્કર રાખે છે. મતલબ કે વિચારીને બોલે છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૫.** | કસુંબો=અફીણનું પાણી | અકાલ=કવખતે |
| પરિણામ=છેવટ; ફળ. | રિવાજ=ધારો | સેવન=કામમાં લેવું તે |
| કેફી=ઘેન ચઢે એવો; | જ્ઞાતિ=જાત | સંભાળ=ખરદાસ |
| માદક. | પ્રસંગોએ=વખતે | છૂટથી=મરજી મુજબ |
| અસર=લાગણી | જુસ્સો=જોમ; જોર | ખલેલ=હરકત; અડચણ |
| પ્રમાણ=માપ | હૃદય=લોહીની ટાંકી | તંદુરસ્તી=સુખાકારી |
| તદ્દન=બીલકુલ | જ્ઞાનતંતુ=મગજને ખબર | બંધી=મના; મનાઈ |
| અશક્ત=શક્તિ વગરનું; | પહોંચાડનારા તાંતણા | ચોકી=પહેરો; તપાસ |
| કમજોર | આંતરડું=પેટના ડાબા | ઇજારો=પરવાનો; પર |
| વ્યસની=ટેવવાળો | છેડાથી તે ગાંડની | વાનગી; કંટ્રાકટ |
| મુશ્કેલ=અઘરૂં | કુલ્લી લગીની નળી | ઇજારદાર=ઇજારો |
| સુસ્તી=બેચેન; આળસ | ઉત્તમ=સૌથી સરસ; શ્રેષ્ઠ | રાખનાર; કંટ્રાકટર |
| રસ્તો=ઉપાય; ઇલાજ | અંશ=ભાગ | બદી=દુરાચરણ; ખરાબ |
| વપરાશ=વાપર; ઉપયોગ | પાસ=અસર | ટેવ |

**સવાલ**-અફીણ એ કેવો પદાર્થ છે? અફીણ ખાવાથી શું શું નુકસાન થાય છે? અસલના વખતમાં અફીણ ખાવાની ટેવ કેવી રીતે પડતી હતી? ઘરડા માણસો શું સમજીને અફીણ ખાય છે? બાળાગોળી આપવાથી શું નુકસાન? કયા વર્ગની સ્ત્રીઓ અફીણનો ઉપયોગ કરે છે? સ્ત્રીઓ બાળકને શા માટે અફીણ ખવડાવે છે? અફીણથી નુકસાન થતું અટકાવવા માટે સરકારે કયા કયા ઉપાયો લીધા છે?

**સાર**-અફીણ ખાવાની ટેવ પાડવી નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૬.** | થએલો હોય તે. | સંધ્યાકાળ=સાંજ |
| સંન્યાસી=બ્રાહ્મણ સાધુ | પ્રવાસે=મુસાફરીએ | નગર=શહેર |

સરકારવાડો=રાજ કુટુંબને રહેવાની જગા
વ્યાઘ્ર=વાઘ
ચર્મ=ચામડું
વ્યાઘ્રચર્મ=વાઘનું ચામડું
આરામ=વિસામો
રાજવાડો=રાજકુટુંબને રહેવાની જગા
જ્ઞાન=સમજ; અક્કલ

માર્ગે=રસ્તે
ગ્રીવા=ગરદન
એકાએક=ઓચિંતો; એકદમ
ગરબડ=શોરબકોર
સ્વામીજી=મુરબ્બીજી
મુકામ=વાસ
પરંતુ=તોપણ
ઇશ્વરકૃપાથી=પરમેશ્વરની મહેરબાનીથી

સવાલ જવાબ=વાદ-વિવાદ
સંબંધ=બાબત; **વિષે**
અત્રે=અહીંઆ
સ્થિર=કાયમ; **અચળ**
ભેદ=તફાવત; ફેર; ફરક
આસન=બેસવાનું
રાતવાસો=રાત ગાળવી તે

**સવાલ**—સંન્યાસીએ ક્યાં મુકામ કર્યો? સરકારવાડાને શું **સમજી** મુકામ કીધો? સંન્યાસી રાજવાડાને ધર્મશાળા શા કારણથી કહેતો હતો?

**સાર**—આ દુનિયામાં આપણે મુસાફર જેવા છીએ.

**પાઠ ૨૯.**

**નગરચર્ચા**=શહેરમાં ફરી લોકોની વાત જાણવી તે
**વેશ**=પોશાક
અચ્છે હો=સારા છો
અબે=એ
તેરા ચલે=તારું ચાલે
માર ડાલીઓ=મારી નાખજે
પાદરી=ખ્રિસ્તી ધર્મનો બોધ કરનાર

ઉપદેશ=બોધ; શિખામણ
ભાષણ=વ્યાખ્યાન
પુરાણી=ઇશ્વર સંબંધી વાત વાંચનાર
કથા=ઇશ્વર સંબંધી વારતા
ફુલાયો=મગરૂર થયો
વાણી=બોલવું
રસ=લહેજત; સ્વાદ
શ્રોતા=કથા સાંભળનાર
આંસુ ધારા વહે છે=રડે છે
ભાવિક=શ્રદ્ધાળુ; આસ્થાવાળાં

કોમળ=નાજુક
ફીકા પડી ગયા=**ઝાંખા** પડયાં; મોં ઉતરી ગયું; ઉદાસ **થયા**
વતન=જાગીર
હક=માલીકી; દાવો
દસ્તાવેજ=ખત; લખત
જાગીર=ઇનામમાં **મળેલી** જમીન
જપ્ત=કબજ
બંદેનવાજ=ગરીબ પર

| | | |
|---|---|---|
| મહેરબાની રાખનાર | પ્રસન્ન=ખુશ | બહાલ રાખ્યું; મજુર |
| તાંબાપતરા=તામ્રપત્ર | કાયમ કરી આપ્યું= | કીધું; કબુલ રાખ્યું |

**સવાલ**—અકબર બાદશાહે નગરચર્યામાં શું શું જોયું? રાજાએ નગરચર્યા શા માટે જોવી જોઇએ? રાજાએ દેશાઇની જાગીર શા માટે કબુલ રાખી? પુરાણી શાથી ફુલાયા? પાછળથી પુરાણી ફીકા કેમ પડયા?

**સાર**—રાજાઓએ-અમલદારોએ વેશ બદલી નગરચર્યા જોવી જોઇએ.

| પાઠ ૨૮. | નિદ્રા=ઊંઘ | ભજો=ભજન કરો |
|---|---|---|
| દુઃખ=આપદા; સંકટ | સ્વામી=ધણી | સાંય=મદદ |
| આણીએ=લાવીએ | હરી ગયો=છાની રીતે | અર્થ=કામ |
| ઘટ=શરીરરૂપી ઘડો | લઇ ગયો | સરશે=થશે |
| ઘડીઆં=બનાવ્યાં | મસ્તક=માથાં | ભીડ=સંકટ; આપદા |
| ટાળ્યાં=મટાડ્યાં | છેદાઇ=કપાઇ | સમર્યા=સંભાર્યા |
| નવટળે=ખસે નહિ | લુટાણી=લુટાઇ | અંતરજામી=મનની વાત |
| રઘુનાથજી=પરમેશ્વર | સતવાદીઓ=સાચું | જાણનાર; પરમેશ્વર |
| જડીઆં=વળગ્યાં | બોલનારો | ભાવટ=દુઃખ; જંજાળ |
| ભમ્યાં=ભટક્યાં; રખડયાં | નીચ=હલકા | ભૂધરે=પૃથ્વી ધારણ |
| ભોગવ્યાં=ગુમાવ્યાં;ગાળ્યાં | હરિને=પરમેશ્વરને | કરનારે; પરમેશ્વરે |

## પાઠ ૨૭. સુખ દુઃખ મનમાં નહિ લાવવા વિષે

સુખ અને દુઃખ મનમાં લાવવાં નહિ, કારણ કે તે શરીરની સાથે વળગેલાં છે, એ કોઇનું મટાડેલું મટતું નથી, કારણ કે ઇશ્વરે નિર્માણ કરેલું છે. માટે સુખ અને દુઃખને મનમાં લાવવાં નહિ. (૧) નળરાજા જેવો મરદ નથી ને દમયંતી જેવી સતી સ્ત્રી નથી. કે જેઓ અર્ધે વસ્ત્રે જ્યાં અનાજ ને પાણી મળે નહિ એવા જંગલમાં

રખડયાં, માટે૦ (૨) પાંચ પાંડવ જેવા ભાઇઓ કે જેને દ્રૌપદી સ્ત્રી હતી. તેમણે પણ બાર વરસ વનવાસ વેઠયો. અને કોઇ દિવસ સુખે ઊંઘ્યા નહિ, માટે૦ (૩) સીતા જેવી સતી સ્ત્રી નહિ કે જેના રામજી ધણી હતા તે સતીને રાવણ લઇ ગયો, તેથી સતી ઘણું દુઃખ પામી, માટે૦ (૪) રાવણ જેવો રાજા જેને મંદોદરી સ્ત્રી હતી; તે રાવણના દશ માથા કપાઇ ગયાં ને બધી લંકા લુટાઇ ગઇ, માટે૦ (૫) હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી હતો અને તેને તારાલોચની રાણી હતી. તેણે હલકા માણસને ત્યાં પાણી ભર્યું (મતલબ કે મજુરી કરી) એવાં ઘણાં ઘણાં દુઃખ પડયાં, માટે૦ (૬) જુઓ ઇશ્વિરે આગળ ઘણી મદદ કરી હતી. તેથી જણાય છે કે આપણું કામ પણ થશે. એવું સમજીને ઇશ્વરનું ભજન કરો, તે મદદ કરશેજ, માટે૦ (૭) દરેકને જ્યારે આપદા પડી ત્યારે તેમણે ઇશ્વરને યાદ કીધા ત્યારે નરસિંહ મહેતાના ધણીએ ઇશ્વરે (શ્રીકૃષ્ણે) તેઓની આપદા હતી, ટાળી માટે૦ (૮)

પાઠ ૨૯.

જિંદગી સુધી=મરતાંસુધી
સોદો=માલ
ભટકતો=રખડતો
ભાવ=કિંમત; મૂલ
રકઝક=તકરાર
મજલ=મુસાફરી
હેરાન=દુઃખી
ઘણે રસ્તે=ઘણે ઠેકાણે
બંદર=નદી કે દરીઆ કિનારે આવેલું શહેર કે જ્યાંથી ઘણો માલ વહાણ વાટે આવજા થતો હોય તે
રાન=જંગલ
પડપુછ=તપાસ
મફત=વગર પૈસે
ટંગાઇ=લટકાઇ

પાઠ ૩૦.

સોદાગર=વેપારી
લાગલુંજ=તરતજ
તાલ=દાવ; લાગ
ઝિલાતો=ખમાતો; વેઠાતો
ગરાસીઓ=ઇનામી જમીનવાળો રજપુત
કરગરીને=કાલાવાલા કરીને; આજીજી કરીને
પછડાયા=અફળાયા
અતિશય=ઘણોજ
લોભે લક્ષણ જાય=લોભ કરવાથી સારા ગુણ નાશ પામે
સરિતા=નદી

| | | |
|---|---|---|
| નીર=પાણી | તણી=ની; છઠ્ઠી વિભ- | ધણીએ; પરમેશ્વરે |
| સિંધુ=દરીઓ | ક્તિનો પ્રત્યય | કરૂણા=મહેરબાની; મહેર |
| સમાય=સમાવેશ થાય | આશે=આશા | ઘટતું=લાયક |
| પૂર્ણું=પુરૂં | અંતરમાં=મનમાં | છતું=સીલકમાંનું |
| નવ=નહિ | જામે=ફેલાય; થાય | પાસનું=પાસેનું |
| તૃપ્તિ=સંતોષ | જગદીશે=જગતના | ખોય છે=ગુમાવે છે |

**સમજુતી**—ઘણી નદીઓનું પાણી દરીઆમાં સમાઈ જાય છે; તોપણ સમુદ્રનું પેટ ભરાતું નથી. તેમ લોભી માણસને પૈસો મળે છે તોપણ તે સંતોષ પામતો નથી તેને પાંચ રૂપીઆ મળે છે, તો તે દસની ઉમેદ રાખે છે. જેને જે લાયક હોય તેને તે પરમેશ્વરે મહેરબાની કરીને આપેલું હોય છે, તે છતાં પણ લોભી માણસ લોભમાં ને લોભમાં પોતાની પાસે સીલકમાં હોય છે તે પણ ગુમાવે છે.

**સવાલ**—લોભીઆને કોણ ઓળખતું હતું ? લોભીઆએ બીજે ગામથી માલ લાવવા ઠરાવ શા માટે કીધો ? નાળિએર માટે કયાં કયાં ગયો અને શું શું જવાબ મળ્યા ? લોભીઓ શાથી મરી ગયો ?

**સાર**–અતિ લોભ એ પાપનું મૂળ છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૧.** | શૂરો=શૂરવીર; બહાદુર | સાધન=સાહિત્ય |
| પ્રતાપરાણો=મેવાડનો રાજા | શરણે=તાબે | આરંભી=શરૂ કરી |
| | ખેદ=દીલગીરી; અફસોસ | પરાક્રમ=બહાદુરી |
| અસલ=જુની | કુળ=વંશ; ઓલાદ | સેના=લશ્કર; ફોજ |
| રાજધાની=પાટનગર | કન્યા=કુંવારી છોકરી | તજવીજ=તપાસ |
| નાળેટી=પહાડના મૂળ આગળની જગા | પણ=બાધા; નિયમ | છુપે છુપે=છાને છાને |
| | પુરતાં=જોઇએ તેટલાં | તૂટી પડતો=ઓચિંતો |

| | | |
|---|---|---|
| હલ્લો કરતો | વખતે; દુઃખમાં | દોલત=પુંજી |
| ખૂટતાં=ઓછાં થતાં | જાસુસ=છુપી તપાસ | ખાનદાન=ઉંચું કુળ |
| શુદ્ધ=બખોલ | રાખનાર; બાતમીદાર | તંગી=તંગાસ; ખોટ |
| ધાસ્તી=ફીકર; બીક | ઠાઠ=ભપકો | નિભાવ=ટકાવ |
| ટળવળતા=ટળવળાટ કરતાં | જાળવી=સાચવી | ખાતરી=ભરોસો |
| ભાણું=જમવા માટે પીરસેલી થાળી | દરજ્જા=હોદ્દા | સોગન=કસમ |
| ધીરજ=સબુરી; શાંતિ | લહાણું=કંઇ વહેંચવું તે | સ્વતંત્ર=છુટો |
| દુઃખની અંદર=દુઃખને | ધન્ય=શાબાશ | દેહ મૂકયો=મરી ગયો |
| | ગ્રંથકાર=પુસ્તક બનાવનાર | દેશદાઝ=દેશ લાગણી; સ્વદેશાભિમાન |

**સવાલ**—ઈ. સ. ૧૫૬૮ અને ૧૫૭૬માં શી બીના બની? ઉદેસીંગ ક્યાં રહેતો હતો? પ્રતાપે શું પણ લીધું? ઉદેપુર કોણે વસાવ્યું? પ્રતાપ બીજે દેશ જવાનો શા માટે વિચાર કરતો હતો? પ્રતાપને કોણે મદદ કરી અને શા માટે? પ્રતાપને મદદ મળ્યા પછી તેણે શું કર્યું? મરતી વખતે પ્રતાપનો જીવ કેમ અકળાતો હતો? પ્રતાપને ક્યારે સંતોષ થયો? ભામશાને શા માટે શાબાશી ઘટે છે?

**સાર**—પોતાના કુળની આબરૂ સાચવવા માટે ગમે તેટલું દુઃખ પડે તોપણ તે સહન કરવું પણ આબરૂ જવા દેવી નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૨.** | ગોટાળો=ગરબડ | અમુક=ચોકસ |
| **નિયમસર**=નિયમ પ્રમાણે | પ્રયત્ન=ઘણી મહેનત | નડતર=અડચણ |
| **વખતસર**=વખત પ્રમાણે | આરંભવું=શરૂ કરવું | મુદત=વખત |
| **ચઢતી**=આબાદી | ખલેલ=હરકત; અડચણ | કાળજી=ખંત; ચેટક |
| **આધાર**=આશરો | ઠરાવેલા=નક્કી કરેલા | ભંગ થાય=તૂટે |

| | | |
|---|---|---|
| ગેરહાજર=હાજર નહિ તે | કરેલા નિયમ પ્રમાણે | વર્તવાની=ચાલવાની |
| બહાના=ઓઠા | આરામ=વિસામો | અગત્ય=જરૂર |
| મુશ્કેલી=અડચણ | કોશીશ=યત્ન; મહેનત | કેળવણી લીધાથી=વિદ્યા |
| અણગમતી=નાપસંદ | વહેવાર=કામકાજ | ભણવાથી |
| બાબતો=વિષયો | ઇતરાજી=ગુસ્સો; કરડી | સસ્તાં=સોંઘાં |
| કીમતી=અમૂલ્ય | નજર | અસુરા=મોડા |
| નિયમિતપણે=મુકરર | અમૂલ્ય=ઘણોજ કીમતી | રાહ=વાટ |

**સવાલ**—પોષણ તથા ચઢતીનો આધાર શાના ઉપર છે? કામ કરવાની કેટલી રીત છે અને તે કઇ કઇ? પહેલી રીતથી શું નુકસાન થાય? બીજું કામ ક્યારે શરૂ કરવું? વાયદા પ્રમાણે કામ પુરૂં કરવા માટે આપણે શું કરવું? નિયમ પ્રમાણે કામ કરવાથી શો ફાયદો? નિયમ પ્રમાણે કામ કરવામાં શું કીમતી ગણવું જોઇએ? આપણે નિશાળે મોડા જઇએ તેથી આપણા સિવાય બીજાને નુકસાન થાય ખરૂં? અને થાય તો તે શી રીતે? નાનપણમાં મોડું કરવાની ટેવ પડે તો મોટપણમાં શો ગેરલાભ થાય? નિયમ પ્રમાણે વર્તવાની જરૂર શાથી જાણવામાં આવી? શરમ ભરેલું ક્યારે કહેવાય?

**સાર**—નિયમસર અને વખતસર કામ કરવાની ટેવ પાડવી.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૩.** | મમતી=પોતાની મરજી | દાઝ=લાગણી; દયા |
| આજી=જુના; પહેલાંના | પ્રમાણે ચાલનાર | પરીક્ષા=તોલ; કસોટી |
| સ્વર્ગવાસ થયો=ગુજરી | પાઠશાળા=ઊંચું જ્ઞાન | નૌકાશાસ્ત્ર=વહાણ |
| ગયા | આપનારી શાળા | ચલાવવાની કળા |
| સંતાન=છોકરાં | પંડે=પોતે | સફર=મુસાફરી |
| હયાત=જીવતાં | તરૂણ=જુવાન | રક્ષક=રક્ષણ કરનાર |

| | | |
|---|---|---|
| મર્દાની=પુરુષને શોભે તેવી | પંથ=ધર્મનો માર્ગ | સંપ્રદાય=ધર્મનોમાર્ગ;પંથ |
| અટકાવ=બાધ | દેવલોક પામ્યા=ગુજરી ગયા | પ્રસિદ્ધ=જાણીતા |
| છૂટ=રજા | પ્રાર્થના=માગણી | સલાહકારક=સલાહ આપનાર |

**સવાલ**—હિંદના માજી શહેનશાહનું નામ શું ? એમનો જન્મ તથા સ્વર્ગવાસ ક્યારે થયો ? રાજમાતા એલેક્ઝાંડ્રાને ઓળખાવો. શહેનશાહ એડવર્ડના હાલમાં કેટલા કુંવર તથા કુંવરીઓ હયાત છે ? માજી શહેનશાહમાં કઈ કઈ ઉંચી શક્તિઓ હતી ? લશ્કરી સિપાઇના શા ધર્મ છે એ માજી શહેનશાહ કયા કારણથી જાણતા હતા ? મહારાજા એડવર્ડ શા તરીકે જગજાહેર છે ? મહારાણી વિક્ટોરિયા શા તરીકે પ્રસિદ્ધ છે ? **સાર**—આપણી પાસે ઘણી દોલત તથા જાગીરો હોય તોપણ મોજમઝા ને આળસમાં વખત ગુમાવો નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૩૪.** | મુર્ખાઇ=બેવકુફાઇ | અવયવો=માગો |
| ઠીંગણો=બટકો | શેખી=પતરાજી | ચલણ=સત્તા |
| વરવો=બેડોળ; કદરૂપો | અન્યાય=ગેરઇન્સાફ | ખોડખાંપણ=એબ |
| દોષ=ગુનો; વાંક | લંગડો=પગે ખોડવાળો | કૃતિ=કરેલું તે; કામ |
| ખોડ=ખાંપણ; ખામી | બાડો=જેની આંખની કીકી ત્રાંસી હોય તે | રચના=બનાવટ |
| આતુર=હોંસિલો | | સંપૂર્ણ=પુરેપુરૂં |
| પ્રશ્ન=સવાલ | મુંગો=જેનાથી મોઢે બોલાય નહિ તે | રૂપ=દેખાવ |
| કાયર=હેરાન | | દોષ=ખામી |

**સવાલ**—કેશવલાલને હસવું કેમ આવ્યું ? મોતીલાલે હસવા માટે ના કેમ કહી ? કેશવલાલને શું હાસ્ય બતાવ્યો ? મોતીલાલે શું કહ્યું ? કેશવલાલે પોતાની ખાતરી કરવા માટે કોને પૂછ્યું ? નિશાળમાં મહેતાજી પધારે ત્યારે કેવો વિવેક કરવો જોઇએ ? મહેતાજીના મનમાં

એજ પ્રશ્ન વિષે આજે વિચાર શા કારણથી આવ્યો ? ખોડખાંપણ કે બુદ્ધિની ખામી હોય તેની મશ્કરી શા માટે ન કરવી તે સમજાવો. કઇ વાતમાં શરમાવું અને કઇ વાતમાં ન શરમાવું ? **સાર**—શરીરની ખોડ અથવા બુદ્ધિની ખામી જોઇ કોની મશ્કરી કરવી નહિ. કારણ કે એ પરમેશ્વરની મજાક કર્યા જેવું છે.

**પાઠ ૩૫**

વિનોદી=આનંદી
મૂળ=અસલ
હાજર જવાબી=તરતજ જવાબ આપે એવો
શૂળી=ફાંસી
વિદાય કર્યા=પાછા કાઢ્યા
જહાંપનાહ=દુનિયાનું રક્ષણ કરનાર; પાદશાહ
નામદાર=પ્રખ્યાત;નામીચા
ખડકી=ગોઠવી
બંદેનવાજ=ગરીબપર મહેરબાની રાખનાર
બેઅદબી=અવિવેક
સડ=ઢિંગ; છક

**સવાલ**—અકબર પાદશાહ ક્યારે ગેરવાજબી હુકમ કરતો? બીરબલ તે હુકમ કેવી યુક્તિથી ફેરવતો ? પાદશાહે એક દિવસ શું હુકમ કાઢ્યો ? શા કારણ ? બીરબલ પાસે કોણ આવ્યા ? શૂળી જોવા માટે પાદશાહને શા માટે તેડી ગયો ? પાદશાહે કઇ કઇ ધાતુની શૂળી જોઇ ? તે જોઇ પાદશાહે શું પૂછ્યું ? બીરબલે શું જવાબ દીધો ? અકબરે પોતાનો હુકમ શા માટે ફેરવ્યો ? **સાર**—દરેક માણસે વખત વિચારી કામ કરવું.

**પાઠ ૩૬**

કાનડી=કાનડાના રહેવાસી
દક્ષિણી=દક્ખણના રહેવાસી
ગુજરાતી=ગુજરાતના રહેવાસી
કાઠિઆવાડી=કાઠિઆવાડના રહેવાસી
કચ્છી=કચ્છ પ્રાંતના રહેવાસી
શીઆસુન્ની=મુસલમાની ધર્મના પંથ
ચહેરો=મોંનો સફો; શિકલ
પહેરવેશ=પોશાક
રિવાજ=ધારો
અનુસરતા=મળતા
વર્ણ=જાત
ચોટલી=શીખા
જુલ્ફા=લટીઆ
સાફ=આખું; બધું
ચોરણો=પગે બેસતો ને જાંઘે પહોળો લેંઘો

કંમરે=કેડપર
ભેટ=કેડથી પગ સુધી લટકતું લુગડું વીંટાળવું તે
ઇજાર=સાંકડા પાયચાનો લેંઘો
ઘાઘરો=ફરતો ઘેરવાળો ચણીઓ
ઓઢણું=છોકરીનું ઓઢવાનું લુગડું
લાજ કાઢે છે=માથાપર ઓઢેલો છેડો મોઢાપર લાવે છે
સુરવાલ=પાટલુન

કસ=કેંસ
સદરે=ટુંકી બાહેનું મોટું પહેરણુ
કસ્તી=પારસી લોક ઊનની વણેલી પાટી કંમરપર બાંધે છે તે; જનોઈ
નાતબહાર=બીજી નાતમાં
હાથેવાળો=વરકન્યાના હાથો હાથ મેળવીને
ખાંડું=કન્યાને માંડવે વરરાજા ન જતાં બે ધારવાળી તરવાર મોકલવામાં આવે છે તે

વિધવા=જેનો ધણી મરી ગયો તે સ્ત્રી; રાંડેલી
હલકીવર્ણો=નીચ જાતિ (કોળી દુબળા વગેરે)
છૂટ હોય છે=બાધ હોતો નથી
હરકત=અડચણ
શબ=મુડદું; લાસ
સગડી=ભરતુ, પારસીના મુડદા મૂકવાનો કુવો
બોલી=ભાષા
રોટી=રોટલી
બિજે હોળિજે=રોટલી
માટી=માંસ

**સવાલ**–મુંબઇ ઇલાકામાં મુખ્ય વસ્તી કયા કયા લોકોની છે? હિંદુઓના કેટલા વર્ગ પાડી શકાય? મુસલમાનના કેટલા ભાગ પાડી શકાય? એ ભાગ શા ઉપરથી પડયા છે? એ ત્રણ જાતો ઓળખવાની નિશાની આપો. એ ત્રણે જાતોના રિવાજ સમજાવો. ગુજરાતમાં કયા લોકો દારૂ પીએ છે તથા માંસ ખાય છે? એ ત્રણે જાતમાં બૈરાં ઓળખવાની નિશાની આપો. બોલી વિષે કહેવત બોલો અને તેનો દાખલો આપો.

**સાર**—દેશ દેશના રીતરિવાજ તથા બોલી જુદી હોય છે.

**પાઠ ૩૭.**

| વિશ્વામિત્ર=ગાંધીરાજાના પુત્ર; સપ્ત ઋષિમાંના એક

પાઠ ૩૮

ખસેડવા=દૂર કરવા

વિઘ્ન=હરકત; અડચણ

કામ હાથપર લે છે=કામની શરૂઆત કરે છે

કાયર=નાહિંમતવાન

અમર=મરે નહિ એવું

પરવા=દરકાર; [કાયમ

આગ્રહ=મંડ્યા રહેવું તે; ફરી ફરીને કરવું તે

ઠાર મારીશ=જીવથી મારીશ

ફ્રાન્સ=યુરોપ ખંડની પશ્ચિમમાં એક દેશ છે

ઈજનેર=બાંધકામ જાણનાર

સંયોગિભૂમિ=બે મોટા જમીનના ભાગને

| | | |
|---|---|---|
| વસિષ્ઠ=રામચંદ્રના ગુરુ | અગણિત=ઘણાજ | બ્રહ્મર્ષિ=બ્રાહ્મણ ઋષિ થયો હોય તે |
| જાણીતા=પ્રખ્યાત;નામીચા | વીર=યોદ્ધા | રાજર્ષિ=રાજાએ માન્ય કરેલા ઋષિ |
| કુળગુરુ=રાજગોર; પુરોહિત | તપોબળ=તપ વડે જે શક્તિ મળે છે તે | નિર્મળ=ચોકખું |
| મૃગયા=શિકાર | રાજબળ=રાજ વડે જે શક્તિ મળે છે તે | સિદ્ધિ=મેળવવી મુશ્કેલ એવી વસ્તુ કે શક્તિ. (એ આઠ પ્રકારની ગણાય છે. અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ,) |
| આશ્રમ=મઠ | વિસાત=ગણતરી | |
| આવકાર=આદરમાન | પદવી=ઓદ્ધો | |
| વાનીનું=વસ્તુનું | રાજપાટ=રાજગાદી | |
| કામધેનુ=ઇચ્છેલી વસ્તુ આપનાર ગાય | ભારે તપ=મોટું તપ | |
| માગણી=માગું | ભૂલથાપ=ભૂલાવો | |
| બળાત્કારે=જોરજુલમથી | ભંગ=નાશ | |

**સવાલ**—વિશ્વામિત્ર કોણ હતા ? એ ઋષિ શી રીતે થયા ? વિશ્વામિત્રને કઈ પદવી મેળવવાની ઇચ્છા થઇ અને શા ઉપરથી ? વિશ્વામિત્રની વાત કહો. **સાર**—(૧) ઘણી મહેનત કરવાથી ધારેલી વસ્તુ પ્રાપ્ત થાય છે. (૨) જેનામાં ક્રોધ અને માનની ઇચ્છા હોય છે તેનામાં સારા ગુણ આવતા નથી

સાંધનારો જમીનનો સાંકડો ભાગ
પાધરાં=સીધા
નહેર=નદીમાંથી પાણી લઇ જવા ખોદેલી ખાડી
છાતી=હિંમત
મહાભારત=ઘણું કઠણ

ખ્યાલ=વિચાર
બેશક=નક્કી
સીધી=હબસી નામે એક જાતના લોક
તોડ=નિકાલ; ફેંસલો
ફેંક્યાં=દૂર કીધાં
તરીકે=ગણીને; માનીને

અગર=અથવા; કે
ગુલામગીરી=ગુલામ કરવાનો રિવાજ
સફળ થયો=પાર પડયો
એક સામટા=એકદમ
ગુલામ=વેચાતો લીધેલો ચાકર

**સવાલ**—બાયલો તથા હિંમતવાન કોને કહેવો? કયા કયા માણસો હિંમતવાન થઇ ગયા અને તેમણે શું શું કામો કર્યાં? તેમને શું શું નડતું નડી? ગુલામ વેચવાનો ધંધો કોણે બંધ કરાવ્યો? ગુલામગીરી કયા સનમાં બંધ થઇ? **સાર**—જે કામ આરંભવું તે પુરું થતાં સુધી છોડવું નહિ, ને હિંમત હારવી નહિ.

**પાઠ ૩૯.**

પટરાણી=રાજાની મુખ્ય રાણી
કાં=કેમ
પરોવાયું=લાગ્યું
ચાતક ચકવા=એક જાતનાં પક્ષી
અનિદિન=હંમેશાં; નિત્ય
ખર=ગધેડો
ઘુવડ=એક જાતનું પક્ષી; ઘુડ(એનાથી દિવસે દેખાતું નથી)

નિજ=પોતાનો
વાસ=રહેઠાણ; મુકામ
નિજવાસ=પોતાનો મુકામ
હરાયો=હરામનો; પારકાનો
વતન=જાગીર
જતન=રક્ષણ
વિસ્તારી=લંબાવી
ગુંજામાં=ગજવામાં
દી=દિવસ
ભો=બીક; ભય

આકળા=ગાભરા
શેતરંજ=બુદ્ધિબળની રમત
દીનોનાથ=ગરીબનો ધણી; પરમેશ્વર
પટ=કકડો; દાવખેલ
લહાવો=ઓરીઓ
શૂર=શૂરાતન; બહાદુરી
પડશે તેવા દેવાશે=જેવું દુઃખ પડશે તેવો તેનો ઇલાજ થશે
જુદ્ધ=યુદ્ધ; લડાઇ

હઠ=જીદ; આડાઇ
દાવો=હક; માલકી
રણવાસ=જનાનખાનું
રણસંગ્રામ=લડાઈનું મેદાન
સિંહણ=સિંહની માદા
પાણી=બળ; જોર

બાણ=તીર
ચોટ=દાવ; નિશાન
ભાગ્યે=જવલ્લે; ક્વચિત
કાચી=ઓછી; થોડી
ખીલાને જોરે=ધણીની હૂંફથી
પલોટવું=મહાવરો થવો

વિદ્યા=હુન્નર; કળા
ખાળો=અટકાવ
હારે=સાથે
જશ=કીર્તિ; આબરૂ
કાળજાં ફાડશે=પેટમાં ધારકો પાડશે
શમી=મટી; દૂર થઇ

**સવાલ**—પ્રતાપસિંહ શા કારણથી ઉદાસ હતા? કોને ચિંતા હોય અને કોને ન હોય એ વિષે ડાહ્યા કવિઓ શું કહે છે? રાણી અને પ્રતાપસિંહ વચ્ચે શું શુ વાદવિવાદ થયા? **સાર**—(૧) ધણીઆણીએ ધણીના હુકમને તાબે થવું. (૨) સ્વદેશ પર પ્રેમ રાખવો.

**પાઠ ૪૦.**

સ્વદેશ=પોતાનો દેશ
સ્વદેશ પ્રીતિ=પોતાના દેશપર પ્રેમ
ભલી=સારી; ફળદ્રુપ
ભાર્ત ભૂમિ=ભારત રાજાનો મુલક; ભરત ખંડ; આર્યાવૃત; હિંદુસ્તાન
વિષે=માં
જેહ=જે
કે' તો=કહેતો
ભલો=સારો

ભોમ=ભૂમિ; જમીન
પ્રાણ=જીવ
મુજી=ભાન વગરનો
ભૂમિ=પૃથ્વી
ભારે=બોજારૂપ
દાઝ=લાગણી; દયા
શુષ્ક=સુકું; સ્નેહવગરનું
હૈયું=મન
વજ્ર=કઠણ પત્થર
લેવું દેવું=લેણદેણ
કદાપિ=કદાચ
લક્ષ્મીવાળો=ધનવાન; તવંગર; પૈસાદાર

વડો=મોટો
વૈભવી=વૈભવવાળો
રાજવી=રાજા
રૂપાળો=ખૂબસુરત; દેખાવડો
તથાપિ=તોપણ
વિવેકી=ખરૂં ખોટું સમજનાર
વખાણે=તારીફ કરે
કાગ=કાગડા
પ્રમાણે=પેઠે
સ્વદેશી=પોતાના દેશનો
વડો=ખરો; સાચો

ટાળે=મટાડે; દૂર કરે
પાળે=પોષે
કલ્યાણમાંભલામાં; સારામાં
લેખે=ગણે; માને
પુરા પ્રેમથી=ખરા હેતથી
પેખે=જુએ; ઓળખે
વિદ્વતા=પંડિતાઇ; વિદ્વાનપણું
વાપરી=ખરચી
દેશ દાઝે=દેશની લાગણીને માટે
લોક લાજે=લોકની શરમથી
સ્વદેશાભિમાન=પોતાના દેશનું અભિમાન ધરીને કરેલાં
વૃથા=ફોકટ
જન્મ=જિંદગી;જીવતર
ખોયો=ગુમાવ્યો
કમાણી=સાર્થક; પેદાશ
વિદેશે=પરદેશે
વસીને=રહીને
કાળ=વખત; સમય
ગાળી=ગુમાવી
સ્વદેશે=પોતાને વતને
વિયોગી=છુટાં પડેલાં
ભેટી=મળી
હર્ષનાં=હરખનાં; આનંદનાં
આંસુ=આંખમાંથી પડતાં પાણી
ના'વે=આવે નહિ

## પાઠ ૩૯. પોતાના દેશપર પ્રેમ.

સારા ભરતખંડમાં હંમેશાં રહેતો હોય તેમાં કોણ બિચારો હશે કે જે "મારો દેશ સારો છે. મારી ભૂમિ સારી છે, અને એ મને જીવથી હંમેશાં વહાલી છે" એમ નહિ કરતો હોય ? (મતલબ કે બધાજ કહે છે.) (૧) કયો અક્કલ વગરનો પૃથ્વીને ભારે મારતો હશે ? તો કે જેને દેશની લાગણી જરાપણ નથી, જેનું મન હંમેશાં સુકું ને કઠણ પત્થર જેવું હોય છે, અને જે એમ જાણે છે કે મારે કંઇ લેવું દેવું નથી. એવો માણસ. (૧) કદાપિ તે ઘણો પૈસાવાળો હશે, મોટા વૈભવવાળો, રાજા કે રૂપાળો હશે તોપણ તેને વિવેકી માણસ વખાણે નહિ. તે કાગડા અને કીડાની પેઠે ગુજરાન ચલાવે છે. (૩) જે દેશીના દુઃખ મટાડે, હજારો માણસોનું હંમેશાં પોષણ કરે, વળી લોકોના લાભમાં લાભ ગણે, તેને ખરો સ્વદેશી જાણવો. કહો કે તેને ખરા હેતથી કોણ નહિ જુએ ! (મતલબ કે બધાજ

જુઓ) (૪) જે વિદ્વાન માણસે દેશની લાગણીને માટે વિદ્યાનો ઉપાયેગ કીધો નથી. જે પૈસાદારે લોકોની શરમથી એક પાઈ પણ ખરચી નથી. જેણે સ્વદેશાભિમાનનાં કામ કીધાં નથી, તેણે પોતાની જિંદગી નકામી ગુમાવી અને શું કમાયો ? (મતલબ કે કંઈજ નહિ) (૫) પરદેશમાં રહીને ઘણો વખત ગુમાવીને જે સારો ભાગ્યશાળી હોય તેજ પોતાને દેશ જાય અને છુટાં પડેલા સગાં અને ભૂમિને હેતથી મળે તે વખતે કહો કે કોને હરખનાં આંસુ નહિ આવે ! (મતલબ કે બધાંનેજ આવે.)

**પાઠ ૪૧.**

છાંટાએ=જરાપણ
ઉદ્ધત=ગમેતેમ ચાલનાર
હજુરી=પાસે રહેનાર નોકર
ઉંચે ઊડવાના સાંચા=બલુન
વીત્યા=ગયા
આતુરતા=ઉતેજારી
હોજ=પાણી મોટી ટાંકી
પ્રતિબિંબ=કાચ કે પાણીમાં દેખાતી સામી છબી
જાગીર=કામના બદલામાં મળેલી જમીન

**સવાલ**—અકલબાજખાંમાં અક્કલ કેટલી હતી ? એની અક્કલની વાત કહો. **સાર**—ઉપરીઓ અવિચારી હોય ત્યારે તાબાના માણસોએ સમયસૂચકતા વાપરી કામ કરવું.

**પાઠ ૪૨.**

મધરાત=વચલી રાત; રાતના વાગતાનો વખત
ફેરણી=ચોકી; ફેરી; રોન
ધાંટા=બૂમ
ફડાફડ=ફડફડ
બંબાવાળા=બંબો રાખ[નાર
નીસરણી=સીડી
ચાંડીને=ગોઠવીને
પથારી=બિછાનું
રુંધાઇ=ગુંગળાઇ
તાજો વા=ચોકખી હવા
જાગૃતિ=ભાન; શુદ્ધિ
લાગ=દાવ; વગ
વાડાની ભીંત=રંડો
પાધરોજ=તરતજ
હડસેલો=ધક્કો
ધ્રૂજતાં=કાંપતાં
ફેરા=આંટા; ચક્કર
છાતીવાળા=હિંમતવાન
અણીશુદ્ધ=વગર ઇજાએ; સહીસલામત
જોખમ=સંકટ
સૂંઢ=કપડાની નળી
આંકડી=પેંચીને પકડવાનું ઓજાર
ગોટાળો=હરકત
ઓલવાઇ=બુઝાઇ

**સવાલ**—રાત્રે સિપાઇઓ કેમ ફરતા હતા? તેઓના જોવામાં શું આવ્યું અને તેઓએ શું કર્યું? સુથારના બાહબંધે કેટલા માણસના જીવ બચાવ્યા અને શી રીતે? કયા કયા માણસના જીવ બચાવ્યા? **સાર**—મિત્રને આફતની વખતે મદદ કરવી, એ આપણી ફરજ છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૩.** | દેખાવ=ભાસ | માહીતગાર=જાણીતા |
| મૃગજળ=ઝાંઝવાનું પાણી; ખરૂં પાણી નહિ પણ હવાના તપવાથી દેખાતું પાણી | આબેહુબ=મૂળને પુરે-પુરો મળતો | મિનારા=બુરજ |
| | ભર ઉનાળામાં=ફાગણ ચૈત્રમાં | ઘુમટ=અર્ધ ગોળ શિખરવાળું ઢાંકણ; છત્રીના ઉપલા ભાગ જેવો દેખાવ |
| | ભાસ=દેખાવ | |
| ફરડા=સખત | ખારાઘોડા=એ વીરમગામ પાસે ગામ છે. | |
| પાધર=સપાટ | | ભોમીઆ=જાણીતો |
| પ્રદેશ=મોટા દેશ | (અહીં વરાગડું મીઠું પાકે છે) | ચકિત=સ્તબ્ધ; દિંગ |
| વિચિત્ર=તરેહવાર | | પ્રવાસી=મુસાફર |

**સવાલ**—મૃગજળ તે શું? તેથી લોકો કેમ ભુલાય છે? કયા લોકો મૃગજળને ઓળખી શકે છે? મૃગજળને લીધે કેવા કેવા દેખાવ માલમ પડે છે? મૃગજળ તથા એને લીધે જે દેખાવો દેખાય છે તેનું કારણ સમજાવો. મૃગજળ કયાં કયાં દેખાય છે અને ક્યારે દેખાય છે? **સાર**—મૃગજળ એ ખરેખરૂં પાણી નથી, પણ હવાના તપવાથી મેદાનમાં અથવા રેતીના રણમાં દેખાતું પાણી છે. આ દુનિયા મૃગજળના જેવી છે, કારણ મૃગજળને લીધે ખરા દેખાવો ન હોવા છતાં દેખાય છે તેમજ દુનિયા આપણને દેખાય છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૪.** | ગુફા=બખોલ | જનાવર |
| મહિમા=મોટાઇ | કોહવાણ=કાડી ખાનારૂં | સૂઝી આવ્યો=માલમ |

પડયો
આંતર્યો=ઘેર્યો;
માથાથી પગ સુધી=ઘણીજ
ઝાળ=ગુસ્સો ક્રોધ

લાલચોળ=રાતા
નાલાયક=બદમાસ
અબઘડી=હમણાં ને હમણાં
કુઈ=નાનો કુવો
ડાકીઉં=ડાકું

ગર્જના=ગડગડાટ
ઘોસ=સામો અવાજ
બાથ ભીડવી=સામા થવું
પાણી ભરે છે=હિસાબમાં નથી; નબળું પડે છે; ઉતરતું છે

**સવાલ**—દુર્દાંતસિંહ પોતાનું ગુજરાન શાથી ચલાવતો? રોજ કેટલા પશુ મારતો હતો ? બધા પશુઓએ મળી શું વિચાર કીધો ? કોહલાએ શું યુક્તિ વાપરી ? **સાર**—(૧) બુદ્ધિ આગળ જોર કંઇ વિસાતમાં નથી. (૨) શેરને માથે સવાશેર હોય છે માટે અહંકાર કરવો નહિ.

**પાઠ ૪૫.**

નળ=લોઢા કે ચિનાઇ માટીનાં ભુંગળાં
જન્મારામાં=જીંદગીમાં
ઠેર ઠેર=ઠેકાણે ઠેકાણે
ટાંકી=હોજ
જવલ્લેજ=ભાગ્યેજ
તીકમ=જમીન ખોદવાનું ઓજાર; (એની એક ધાર કોદાળી જેવી ને બીજી શંકુવાકારની હોય છે.)
છીણી=ધાતુ કાપવાનું ઓજાર
પેચ=આંટા
સકાવો=કાક; ચકલી
ટોટી=ખોલી
દડદડ=ધડધડ

સુધરાઇ ખાતું=મ્યુનિસિપાલિટિ
જંગી=ઘણી મોટી
સગવડ=જોગવાઇ
વરાળયંત્ર=વરાળથી ચાલતો સંચો
જોડાણ=સંધાણ
આગ=લાહે
બોધ=ભાન; સમજ

**સવાલ**-શહેરમાં મીઠું પાણી નળ વાટે ક્યાંથી આવે છે ? ટાંકી ઉંચી બાંધવાનું કારણ શું ? નળનું જોડાણ શી રીતે કરે છે તે સમજાવો. મીઠા પાણીના નળથી શો લાભ ? નદીના મુખ આગળ કુવા નહિ ગાળવાનું કારણ શું ? **સાર**—પાણી વગેરે પ્રવાહી પદાર્થ જેટલી ઉંચાઇએથી આવે તેટલી ઉંચાઇએ ચઢી શકે છે. મતલબ કે પ્રવાહી પદાર્થોમાં સરખી સપાટીમાં રહેવાનો ગુણ છે.

## પાઠ ૪૬.

તંદુરસ્તી=સુખાકારી; આરોગ્યતા
સબળ=મજબુત
બિમારી=રોગ; વ્યાધિ
મરડો=પેટમાં દુઃખીને ઝાડો થવાનો રોગ
સંઘરણી=વારેવારે ઝાડા થવાનો રોગ
અભાવ=અરૂચી, અપ્રીતિ

વિદાય થયા=ગયા
મધુરૂં મધુરૂં=જરા જરા
શોખ=ઉચ્છા;
ખુલાસો=સમાધાન
ખાટલે પડેલા=માંદા; બિમાર
લાગણી=દાઝ; દયા
ચાંપતા=તરત; લાગલા
કાસળ=મૂળ; જડ
ભર=ગીચ; ઘણી

ઉકરડા=છાણ મૂત્ર વગેરે કોવડાવવાની જગા
જાજરૂ=સંડાસ
થાળું=મથાળું; કુવાના ઉપર છોબંધ ઢાળ પડતું બાંધેલું હોય તે
ગંદકી=ઓજવાડ
મરી=કુતરી
જંતુ=ઝીણાં જીવડાં
કોઢ=ઢોર બાંધવાનીજગ

**સવાલ**—ગામમાં મરણનું પ્રમાણ વધ્યું ત્યારે કોણે કોની મારફત તપાસ કરાવી ? ગામમાં લોકો કયા કયા રોગથી પીડાતા હતા ? સાહેબે એ શાથી જાણ્યું ? ગામમાં રોગના મૂળનું કારણ શું હતુ ? સાહેબે રોગનું મૂળ કારણ પાણી તે બાબત શું શું હકીકત કહી ? પાણી સ્વચ્છ કરવાની કેટલી ને કઈ કઇ રીત છે ? દૂધ સ્વચ્છ રાખવા માટે શું શું ભલામણ કરી ? પાણી તથા દૂધમાં હવા ચૂસવાનો ગુણ છે કે નહિ, હોય તે દાખલો આપી સમજાવો. **સાર**—સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી તથા સ્વચ્છ ખોરાકનો ઉપયોગ કરવાથી રોગ થવાની ધાસ્તી રહેતી નથી. માટે ઉપરની ત્રણ બાબતો પર ખાસ કાળજી રાખવી.

## પાઠ ૪૭.

ધાઇ=દોડી
ભાવે=હેતથી
ભાત=ભાથ

સાથ=સંગાત; ટોળું
કપટે=દગાથી
ખસે=દૂર જાય
સામગ્રી=સામાન
હસે=મશ્કરી કરે

ઉતરવા=રહેવા
વશેક=ઘણુંજ; વધારે
વસમો=કપરો; કઠણ
ઠામ=જગો
છાજ=છત

વળી=લાકડી
ભીત્યો=ભીત
દોહદશ=બંને બાજુ
જુઆ=ડાંસ
હુઆ=થયા
હસણી=મજાક ખોરી
નાત્યં=નાત [માનનારો
વૈષ્ણવ=વિષ્ણુ ધર્મ
દર્શન=ભાવથી જોવું તે
ખોઇએ=દૂર કરીએ
સુંદરી=જુવાન સ્ત્રી
મનવિના=કમનથી
નમે=નમસ્કાર કરે
દીઠાં=જોયાં
હરિ=પરમેશ્વર
ફુટડો=દેખાવડો
તુટડો=પ્રસન્ન
ભાગ્યું=દૂર થયું

મરડે=મચડે
મંડપમાં=માંડવામાં
ચંગ=મંજીરા; કાંસા જોડ
લટકે=ટીંગાય
પટકે=પિછોડીએ
કાષ્ટ=લાકડું
બારો=જુદો
મામેરાનો=મોસાળાનો
ઉધારો=બાકી; મણા
તુળસીદળ=તુળસીનાં પાંદડાં
ફુંકશે=વગાડશે
પુરૂં=બરોબર
કૌતક=મશ્કરી; ગમત
ટોળ=મજાક
ઉતાવળી=ઝડપથી
મરમે=ભેદમાં
લજાવ્યું=એબ લગાડી

પેઢીનું=વંશનું
ન બાપા=બાપા વગરના
ભલાં=સારાં
કઠણ=સખત
કઠણબોલ=મેણાંના બોલ
મચ્છર=અહંકાર; તોર જોર
પુંઠળથી=પાછળથી
બડબડો=બબડો
લખેશરી=લાખ રૂપીઆનો ધણી
શે=શું
રાંક=ગરીબ
પિતા=બાપ
મુજ=મારે
મેર=મેરૂ પર્વત
જીવતો રહે=કાયમ રહે

## પાઠ ૪૭. નરસિંહ મહેતાની ઉના ગામમાં પધરામણી.

નરસિંહ મહેતો આવ્યા સાંભળી, શ્રીરંગ મહેતા દોડતા આવ્યા; ને બંને વેવાઇ હોંસથી ભેટયા. જમાઇ અને જમાઇનો ભાઇ પણ મળ્યા, બધા નાગરનું ટોળું પણ આવીને મળ્યું. (૧) તે બધા છળભેદથી ભેટીને પાછા દૂર જતાં રહે અને એનો સામાન જોઇ

જોઇને મશ્કરી કરે, ઉતારાને માટે એક ઘર આપ્યું, તેમાં ચાંચડ, મચ્છર ઘણાજ હતા. (૨) તે ઘરની જમીન ઉંચી નીચી ને કઠણ હતી, ને છાપરાપર નળીઆં નહોતા; તે ઘરની છાજ કોહેલી ને સાકટીઓ જુની હતી, અને ભીંતો બંને બાજુએ ખેવડી વળી ગએલી હતી. (૩) જ્યાં નરસિંહ મહેતાનો ઉતારો થયો ત્યાં ઘણાં માંકડ ને જુઆ હતા, વેવાઇ ઉતારો આપી ગયા પછી મજાકખોરી નાગરી નાત બોલવા લાગી. (૪) કુંવરવહુનો બાપ વૈષ્ણવ છે, તેથી એના દર્શન કરીએ તો પ્રાયશ્ચિત જતા રહે (પાવન) થઇએ, મહેતાને જોવા માટે ઘેરેઘેરથી સુંદરીઓ ખુશીથી આવી. (૫) કમનથી મહેતાને નમસ્કાર કરે અને સ્ત્રીઓ એક બીજાને કહે છે કે મહેતાને જોયા તે પરમેશ્વરને જોયા બરાબર છે. (મતલબ કે એમ મશ્કરી કરે) (૬) જુઓ એનો રસાલો કેવો દેખાવડો છો અને પરમેશ્વર પ્રસન્ન છે. મશ્કરીમાં એવું કહે છે કે, હવે કુંવર વહુનું દુઃખ ગયું રહ્યું. (૭) મહેતાના બળદ ઉપર ઘણી બગાઇઓ છે તે જુઓ. મહેતાજી માંડવામાં કીર્તન વગાડશે તેથી નાગરની નાતમાં આબરૂ વધશે. (૮) આ ગાંસડી વળગાડેલી લટકે છે, તેમાં પીછોડીએ તાલની જોડ બાંધી છે; આ તુલસીના લાકડાનો ભારો (તુલસીની માળા) છે. કહો હવે મોસાળામાં શું ખામી છે ! (૯) છાબડીમાં તુલસીનાં પાંદડાં મૂકશે, ને ઉભો રહીને શંખ વગાડશે, સાધુ ઇશ્વરનું ભજન કરશે એટલે મોસાળું પુરૂં થશે. (૧૦) એમ નાગરની સ્ત્રીઓ ગમત કરે અને મશ્કરી કરીને ઘર તરફ પાછી જાય. બાપા મોસાળું લઇને આવ્યા તે વાત કુંવર બાઇએ જાણી. (૧૧) તેથી ઝડપથી મળવાને માટે દોડી, કે નણંદ ભરમમાં બોલી કે બાપ દીકરીને આ શું પ્રીત કે હાંસી કરવા આવ્યો ! (૧૨) બાપદાદાની સાત પેઢીને એબ લગાડી; સાથે સાધુઓનું શું કામ હતું ! શું એકલા મળવા જાઓ છો !

એવા બાપ કરતાં બાપ ન હોય તો સારૂં ! (૧૩) આવો મહેણાનો બોલ સાંભળીને કુંવરબાઇ પાછી વળી, ને કહેવા લાગી કે, હે નણંદ એટલો અહંકાર શા માટે રાખો છો ? હે બેન ! પાછળથી શું બગડો છો ! (૧૪) જેનો બાપ પૈસાવાળો હશે તેની દીકરીને ઘણો લાભ થશે. કોઇનો બાપ લખેશ્રી કહેવાય તો તે મારે શું કામનો ? (૧૫) ગરીબ બાપ મારે ઘેર આવ્યા તો તેનુ એક કાપડું સોનાના મેરૂ બરાબર છે. તમારી મરજીમાં આવે તેમ બોલો પણ મારં મન એ બાપ ઘણું જીવજો. (૧૬)

પાઠ ૪૮.

વર્તણુક=ચાલચલગત
પ્રમુખપદ=સભાના ઉપરીની જગા
હજુર=આગળ
રજુ=મોજુદ; હાજર
પરવડતી=ફાવતી
વરદી=મહેનત
વૈતરૂં=સખત મજુરી
મીઠું મરચું ભભરાવીને=વાત વધારીને
સુગંધ=સારીવાસ; ખુશબો
દુર્ગંધ=નઠારી વાસ
ઘોર=બિહામણી
ગાંડપણ=ગાંડાપણું
પોષણ=ગુજરાન
નબીએ=ટકીએ
આવેશ=ક્રોધ; ગુસ્સો
અસર=લાગણી
ટટાર થયા=અસલ સ્થિતિમાં આવ્યા
આરોગ્ય=તંદુરસ્ત
જાતમહેનત=શરીરની મહેનત
નિભાવ=ગુજારો

**સવાલ**—હાથ, પગ, જીભ, દાંત, નાક, કાન એ દરેક શું શું કામ કરે છે તે કહો. પેટ શું કામ કરે છે તે કહો. મગજ શું કામ કરે છે ? બધા અવયવોએ કામ કરવું બંધ કીધું તેથી શું પરિણામ આવ્યું ? આપણને એક બીજાની મદદની જરૂર છે તે દાખલો આપી સમજાવો. (**જુઓ પાઠ ૬.**) **સાર**—આ દુનિયાનો આધાર એક બીજાની મદદ પર રહેલો છે.

**પાઠ ૪૯.**

**દેલવાડા**=દેવળવાડા; આબુ પર્વત ઉપરના દહેરાંનો ભાગ

**પ્રેમ**=આસ્થા; શ્રદ્ધા

**કુંભારીઆ**=એ આરાસુર પર્વત ઉપર છે.

**પાલિતાણા**=કાઠિઆવાડમાં શેત્રુંજે ડુંગર પાસે શહેર છે.

**ગીરનાર**=કાઠિઆવાડમાં મોટો પર્વત છે

**રળિઆમણું**=શોભિતાં

**જૈન**=શ્રાવક

**પરધર્મ**=બીજો ધર્મ

**બાંધણી**=બાંધકામ

**નકસી**=કોતરકામ; કોતરણી

**સુગમ**=સહેલું; સુતરૂં

**માઇલ**=પોણો ગાઉ

**વાહનો**=ગાડી, ઘોડા વગેરે બેસવાનાં સાધનો

**છાવણી**=લશ્કરને રહેવાની જગા

**રમણીય**=સુંદર

**આરસપહાણ**=સંગેમરમર; એક જાતનો પથ્થર

**અણહીલવાડ**=પાટણ; (સરસ્વતી નદીને કાંઠે રાજધાનીનું શહેર હતું; એ વનરાજ ચાવડાએ ઇ. સ. ૭૪૬ માં અણહીલ ભરવાડના નામથી વસાવ્યું હતું)

**શિખર**=ટોચ

**આદિનાથ**=જૈન ધર્મ સ્થાપનાર; પહેલા તીર્થંકર

**કાબેલ**=હોશિયાર

**કોતરણી**=કોતરકામ; નકશી

**રોજ**=એક દિવસનો પગાર

**શોભા**=દેખાવ

**દેરાણી**=દીયરની વહુ

**જેઠાણી**=જેઠની વહુ; વરના મોટાભાઇની વહુ

**ધ્યાનખેંચે**=મોહ પમાડે; અજાયબ કરે

**ગભારો**=દેવળના જે ઘુમટવાળા ભાગમાં મૂર્તિ હોય છે તે

**દેરાસર**=દહેરૂં

**બારીક**=ઝીણું

**બીબું**=છાપ

**સભા મંડપ**=દહેરા માંહેલો આગલો વિશાળ ભાગ

**નેમિનાથ**=જૈન ધર્મના ૨૨ મા તીર્થંકર

**નજર ઠરી જાય**=જોયાકરે

**વિસ્મય**=અજાયબ; નવાઇ

**નિર્જીવ**=જીવ વગરની

**પ્રવીણ**=હોશિયાર

**રાણકપુર**=એ રજપુતસ્તાનમાં છે.

**સવાલ** - ક્યા લોકોને ધર્મ પર આસ્થા ઘણી હોય છે? ક્યા

લોકો ધર્મના કામમાં પુષ્કળ પૈસા ખરચે છે? જૈન લોકોનાં જોવા લાયક દહેરાં ક્યાં છે? આબુ જવું હોય તો શી રીતે જવાય? રાણકપુર ક્યાં છે? વિમળશા, તેજપાળ, વસ્તુપાળને ઓળખાવો. એમણે ક્યા દહેરાં બાંધ્યાં? સરસ દહેરાં ક્યાં છે? આદિનાથ અને નેમિનાથ કોણ? કયું કોતરકામ બહુ વખાણવા લાયક છે? જેઓએ એ દહેરાં જોયાં છે તેઓ આ દેશ માટે શું અભિપ્રાય આપે છે?

**સાર—ધર્મનાં કાર્યો કરવાં જેથી નામ અમર રહે.**

| | | |
|---|---|---|
| **પાઠ ૫૦.** | દિનરાત=દહાડો રાત | અનેક=ઘણાજ |
| નિદ્રામહીં=ઊંઘમાં | આરામ=વિશ્રાંતિ | કાપે=દૂર કરે; મટાડે |
| તન=શરીર | શ્રમથી=મહેનતથી | સરજ્યાં=બનાવ્યાં |
| ભાન=શુદ્ધ; સમજ | સુખ દીએ=સુખ આપે | પાવક=ગરમી; અગ્નિ |
| પુરણુ=પુરેપુરૂં | ભર=ખૂબ | ઇશ=ઈશ્વર |
| સમયે=વખતે | આણી=લાવી | સત્તા=હકુમત |
| પ્રથમે=પહેલાં | મેઘ મંડળ=વાદળાં | સદૈવ=હંમેશાં; સદા |
| સ્મરૂં=યાદ કરૂં | નિયમિત=વખતસર | થાપી=બેસાડી |
| કાર્યો=કામો | વૃષ્ટિ=વરસાદ | સુબુદ્ધિ=સારી અકકલ |
| પાલણુ=પોષણુ | સંતોષ=તૃપ્તિ | નીતિપંથ=નીતિને રસ્તો |
| કાજ=કામ | સૃષ્ટિ=દુનિયા | ભુલાવતા=વીસરાવ |
| તેજસ્વી=પ્રકાશીત | પૃથ્વી=જમીન | સંશય=શક |
| શશી=ચંદ્ર | ધન=પૈસો | મુજ=મારા |
| તિમિર=અંધારૂં અંધકાર | કઠિન=કપરાં; અઘરાં | સદ્ભક્તિ=ખરી ભક્તિ |
| ગગને=આકાશમાં | કષ્ટ=દુઃખ | ચરણે=પગમાં |
| | | રહૂં=સંતોષ પામી રહું |

## પાઠ ૫૦ ઇશ્વર પ્રાર્થના.

જ્યારે ઊંઘમાં શરીરનું ભાન નહોતું, ત્યારે જુઓ કે જેણે પુરેપુરી સંભાળ લીધી, તેને સવારનાં પહોરમાં પહેલો યાદ કરૂં, પછી દહાડાનાં બધાં કામો કરૂં. (૧) એ હંમેશાં હેતથી પ્રાણીઓનું પોષણ કરે છે. જીવને માટે જગતની બનાવટ જણાય છે, પ્રકાશવાળા સુરજ અને ચંદ્રમા હંમેશાં પ્રકાશતા રહે છે; તે જીવને જીવન શક્તિ વધારે આપે છે. (૨) એ આકાશમાં રાત દિવસ ફરીને અંધારૂં મટાડે છે, ત્યાં તેને આરામ બીલકુલ નથી, દહાડાની ઘણી મહેનતથી પ્રાણી થાકયો ત્યારે આખી રાત સુખ આપે એવી સારી ઊંઘ આણી. (૩) જે આ વરસાદનાં વાદળાં વખતસર વરસે છે, તેથી દુનિયા સંતોષથી આનંદમાં ફુલાય છે, જમીનમાંથી ધન અને વનસ્પતિમાંથી અનાજ આપે છે અને તે જીવોનાં ઘણાં દુઃખ મટાડે છે. (૪) પરમેશ્વરે પવન, પાણી અને અગ્નિ એ કેવાં બનાવ્યાં છે.! એ ત્રણ જીવોનું હંમેશનું જીવન (જીવવાનો આધાર) છે, વળી એ ત્રણને માણસની ચાકરી આપી છે. અહા! પ્રાણીના સુખના સાધનની શી ગોઠવણ કરી છે! (૫) અહો પરમેશ્વર તેં માણસને મન ને અક્કલ આપી ને બધા જીવોપર માણસની ઘણી સત્તા રાખી છે, જે હંમેશાં એવું સારૂં પોષણ કરે છે, તેને વીસરીને ભજે નહિ તે પાપી માણસ છે. (૬) પરમેશ્વર હું માગું છું કે સારી બુદ્ધિ આપો અને નીતિને રસ્તે દોરવો, મને ભુલાવામાં નાખનાર બધા વહેમો દૂર કરો; મારી ફરજ છે, એમ સમજીને હું બધા કામ સદ્દભક્તિથી કરૂં અને તમને પગે પડું તો મને વિશ્રાંતિ મળે. (૭)

| પાઠ ૫૨. | પરદુઃખભંજન=પારકાનું | ઉદાર=મોટા મનનો |
|---|---|---|
| પરાક્રમી=સમર્થ; જોરા | દુઃખ કાપનાર | શ્લોક=છંદ; બે કે ચાર |
| વર; શૂરવીર | શોખીન=મોજી | લીટીની સંસ્કૃત કવિતા |

| | | |
|---|---|---|
| **સ્મરણશક્તિ**=યાદદાસ્તી | પ્રપંચ=તરકટ | ડાંગ=જાડી મજબુત લાકડી |
| **કમાણી**=પેદાશ; મળતર | શિરામણ=નાસ્તો | |
| **મતલબ**=સાર | **હાસ**=થાકીને વિશ્રાંતિ લેતી વખત બોલે છે તે | ઉગામી=ઉઠાવી |
| **વડવા**=બાપદાદા | | પાંહે=પાસે |
| **છુટીનું**=થોડી મુદત માટે ધીરેલું | રાજવહીવટ=રાજ કારભાર | નીયા=ઇન્સાફ |
| | | ફાંહી=ફાંસી; શુળી |
| **પુરાવો**=સાબીતી | વૈદકશાસ્ત્ર=વૈદ બનાવવાનું પુસ્તક; રોગ પારખવા ને તેના ઓસડ કરવા સંબંધી પુસ્તક | હાનિ=બગાડ; નુકસાન |
| **બનાવટી**=ખોટો | | હાચે હાચું=ખરેખર |
| **સ્તબ્ધ**=દિંગ; ચકિત | | કારે=ક્યારે |
| **સાબીત**=નક્કી; પુરવાર | | અમૃત બરાબર=ગુણકારી |

**સવાલ**—ભોજ રાજા કયા વંશના ? એ વિક્રમ પછી થયા કે પહેલાં ? એના વખતમાં ગુજરાતમાં કયો રાજા હતો ? ભોજરાજા શાને માટે પ્રખ્યાત થઇ ગયો ? ભોજરાજા વિષે શું કહેવામાં આવે છે ? એની સભાના પંડિતોએ શો પ્રપંચ કર્યો ? એ પંડિતોના માથાનો કોણ મળ્યો ? તેણે શું કીધું ? રાજાએ તેને કેટલું ઇનામ આપ્યું ? ભોજરાજા નગરચર્ચા જોવા કેમ નીકળતો હતો ? ભોજરાજા શાથી ખૂશ થયા ?

**સાર**—(૧) દરેક માણસે વિદાનને માન આપવું (૨) ગરીબોના ઉપર દયા રાખવી.

## પાઠ પર.

| | | |
|---|---|---|
| **તાણ**=તંગાસ | નર્યા=નિરોગી; રોગ વગરના | વાંદકાપણું=નસ્તરનું |
| **બિનાશ**=ભેજ | | ગુણદોષ=ફાયદા ગેરફાયદા |
| **પુરણી**=પુરાણ | પહેલું સુખ તે જાતે નર્યા=પહેલું સુખ તે જાતે નિરોગી | ઔષધ=ઓસડ; દવા |
| **કારીગર**=કારીગરી કરનાર | | ખનીજ=ખાણમાંથી ખોદી કાઢેલો પદાર્થ |
| **ધમણ**=વાયુ ફૂંકવાનો સંચો | | |

| | | |
|---|---|---|
| (જે પદાર્થ ભોંયમાંથી ખોદી કાઢવામાં આવે છે તે ખનીજ પદાર્થ | કહેવાય છે) ખજાનો=ભંડાર સદ્‌ગૃહસ્થ=સારો માણસ | તરીકે=માફક; પેઠે આબાદ=સુખી |

**સવાલ**—ગામ વસાવવામાં કોની કોની જરૂર પડે ? ગામમાં કોની જરૂર પડે છે ?

| | | |
|---|---|---|
| **પાઠ ૫૩.** | રૂપવાન=ખૂબસુરત | માગું=માંગણી |
| નામાંકિત=પ્રખ્યાત | માછી=માછલાં પકડવાને તથા વહાણ હંકારવાને ધંધો કરનાર | ગંભીર=ઘણી ભારે |
| હસ્તિનાપુર=એ દિલ્હીની પાસે હતું | કાંતિ=ખૂબસુરતી | ભયાનક=પાળી ન શકાય |
| પેઢી=ઓલાદ; વંશ | પાંડવ=પાંડુ રાજાના છોકરા | બ્રહ્મચારી=કુંવારા (તેની રહેવાનું વ્રત પાળનાર |
| સ્વાર્થ=પોતાની મતલબ | યોજનગંધા=સત્યવતી; વ્યાસની માતા | કોલ=વચન |
| ત્યાગ=છોડવું તે | ઉત્કંઠા=આતુરતા | કૌરવ=કુરુરાજાના કુળમાં ઉત્પન્ન થએલા; ધૃતરાષ્ટ્રના છોકરા |
| ભયંકર=પળાય નહિ એવી; સખત | | |
| પ્રતિજ્ઞા=બાધા; પણ | | |

**સવાલ**—હસ્તિનાપુર ક્યાં હતું ? હસ્તિનાપુરમાં કોની ગાદી હતી ? શાંતનુ રાજાનું લગ્ન કોની સાથે થયું હતું ? તેને કેટલા છોકરા થયા હતા ? બધા જીવતા હતા ? સૌથી નાના છોકરાનું નામ શું ? પાછળથી તેનું નામ શું પડયું અને શા કારણથી ? શાંતનુ રાજા દિન પર દિન કેમ સુકાવા લાગ્યા ? ભીષ્મે પિતાને માટે કેવી પ્રતિજ્ઞા લીધી ?

**સાર**—માબાપની મરજી સાચવવાને ગમે તેટલું દુઃખ પડે તે સહન કરવું.

| | | |
|---|---|---|
| **પાઠ ૫૪** | લોકોનો દેશ | ઇસ્લામી=મુસલમાની |
| સોમનાથ=પ્રભાસપાટણ | ગીઝની=અફગાનિસ્તાનનું મુખ્ય શહેર | વેરાન=ઉજ્જડ |
| અફગાનિસ્તાન=અફઘાન | | દ્રવ્ય=પૈસા |

મંદિર=દેવળ
રત્ન=હીરા, મોતી, માણેક વગેરે કીમતી જવાહીર
નટ=નાચ કરનાર
નૃત્ય=નાચ
ખ્યાતિ=કીર્તિ, નામના
ખંડન કરવું=ભાંગવું
પંજાબ=પાંચ નદી બચ્ચેનો પ્રદેશ

જમાવ્યું=એકઠું કર્યું
કૂચ કરી=મુકામ ઉઠાવ્યો
રણ=હેતીનું મેદાન
જંગી=તોપની બારી
તાકાત=બળ; જોર
મરણીઆ=મરવાની દરકાર વગરના
ખુનરેજી=કતલ
નામના=ખ્યાતિ

કબર=ઘોર
વિસારે પડયાં=ભૂલી જવામાં આવ્યાં
આગ્રા=જમના નદીપર શહેર છે
ચાલુક્ય=સોલંકી
અદ્યાપિ=આજ પણ; હમણાં સુધી
પણ=બાધા

**સવાલ**—મહમદ ગીઝની કયાંનો પાદશાહ ? તેણે હિંદપર કેટલી સ્વારી કરી ? સ્વારી કરવાનો મુખ્ય ઇરાદો શું હતો ? સોમનાથ મહાદેવનું વર્ણન કરો. મહમદ કયાં થઇ સોમનાથ આવ્યો ? તેણે શું કીધું ? પૈસા ન લેતાં મહમુદે મૂર્તિ શા માટે ભાંગી ? મૂર્તિના કકડા તથા કમાડનું શું કીધું ? સોમનાથનું દહેરું કયા કયા રાજાએ સમરાવ્યું ?

પાઠ ૫૫.

સુરત=તાપી નદીને ડાબે કાંઠે આવેલું શહેર
પ્રસિદ્ધ=જાણીતુ
મુખ્ય=મોટું
ખુદ=પોતાનો
નામીચું=પ્રખ્યાત
બારૂં=વહાણ લંગર કરવાની જગો
મલબાર કાંઠો=મદ્રાસ ઇલાકાનો પશ્ચિમકિનારો

સત્તા=હકુમત; અમલ
જહાંગીર=અકબરનો છોકરો (દુનિયા જીતનાર)
સત્કાર=આદરમાન
કાફલો=ટોળું
દઢતા=હિંમત
અગ્નિનૌકા=ઝટ સળગી ઊઠે એવા પદાર્થ ભરેલા હોય અને દુશ્મનના વહાણને ભેરવીને સળગાવી મુકવાને આંકડીઓ હોય એવું વહાણ
સ્થિતિ=હાલત
કોલકરાર=બોલી
કોઠી=માલ ભરવાની મોટી વખાર
બીજ=મૂળ; શરૂઆત
સર્વત્ર=સઘળે; બધે
મથક=મુખ્ય ઠેકાણું

| | | |
|---|---|---|
| વલંદ=ડચ; યુરોપ ખંડમાં વિલાયતની ચડમાં આવેલા હોલાંડ દેશના રહેવાસી | શિવાજી=મરાઠી વંશનો સ્થાપનાર | નિશાના=એંધાણી |
| | | ચઢતી કળા=આબાદી |
| | બંદુકની ગોળી=છરા | અરસામાં=દરમિઆનમાં |

**સવાલ**—સુરત કઇ નદી પર છે? એ શહેરમાં ધંધો રોજગાર ચલાવવાને કઇ કઈ યુરોપી પ્રજા આવી હતી? સુરતમાં કઇ પ્રજા પહેલ વહેલી આવી હતી? સુરતમાં અંગ્રેજોને કોણે હરકત કરી? શું હરકત કરી? સુંવાળી આગળ કોને કોની સાથે લડાઇ થઇ હતી? અંગ્રેજોને સુરતમાં કોઠી બાંધવાની રજા કોણે આપી? કયા સનમાં અંગ્રેજોએ કોઠી બાંધી? (ઇ. સ. ૧૬૧૨) અંગ્રેજી સત્તાનું બીજ ક્યારથી રોપાયું? અંગ્રેજોની કોઠી હાલ છે કે નહિ? શિવાજીએ સુરત કયા સનમાં લૂટ્યું? અંગ્રેજોએ પોતાનું મથક શા કારણથી બદલ્યું? પછી મથક ક્યાં કાઢ્યું?

| **પાઠ ૫૬.** | ઉજ્જવળ=સફેદ | કોલ=કોયલ |
|---|---|---|
| શિર=માથું | ઓપતા=શોભતો | કાયર=બાયલો |
| કોટે=ડોકે | જામો=ઝુલતો અંગરખો | સાર=સારી |
| રૂંઢ=ખોપરી | કાળ=છલંગ | રક્ષણી=રક્ષણ કરનાર |
| વૃષભ=બળદ | મૃગ=હરણ | તારૂણી=જુવાન સ્ત્રી |
| વીણ=વગર | શ્વાન=કુતરો | પઢતો=ભણતો |
| ભૂપાળ=રાજા | સુજાણ=સારા જાણીતા | પૂર્યો=ગોંધ્યો |
| નેહ=સ્નેહ; હેત | શુક્રચાર્ય=દૈત્યના ગુરુ | મધુરો=મધુર રાગનો |
| દાખવે=જુવે | હરનિશ=હંમેશાં; નિત્ય | વાચા=વેણ; શબ્દ |
| ચક=ચકર | રે'=રહે | વીર=ભાઇ |
| ગજ્યો=ઢંકાયો | મેડક=દેડકો | કામની=સ્ત્રી |
| **પરવરે=ચાલે** | નિર્મળ=ચમજેર | કીર=પોપટ |

| | | |
|---|---|---|
| ચરણ=પગ | સઉકા=બધા | વાટ=રસ્તો |
| સાયો=પકડયો | વિચરે=જાય | સમસ્યા=ઉખાણા |
| સાંપ્યો=લાખો માણસથી | વસમી=અઘરી | |

## પાઠ ૫૬ સમજુતી.

(પ્રશ્ન) જેના માથાપર ગંગાજી રહે છે, જેની ડોકમાં ખોપરીની માળા, તો કહો કે મહાદેવ વગર કયો રાજા બળદનું વાહન કરે છે? (૧) (જવાબ) હમેશાં પ્યારથી જોઇશું તો એક ભરે છે ને બીજો ખાલી કરે છે, જે ચક્ર દરરોજ ફરતું જણાય છે તે રેંટ. (૧) (પ્રશ્ન) એક પુરૂષે બીજા પુરૂષને ઢાંકયો તેથી જેને ઢાંકયો છે તેનું શરીર સારૂં દેખાવ છે. તે ઘણો ઉત્તમ માણસ છે તો તમે મારા માણસ સમજો કે એ શું છે? (૨) (જવાબ) જે પગ વગર ચાલે છે. પુરૂષો તેના પર બહુ હેત રાખે છે, સફેદ શરીરે શોભતો તેને જામો કહીએ. (૨) (પ્રશ્ન) છલંગ મારે છે, પણ હરણ નથી, તેમ સસલો પણ નથી, અને કુતરો પણ નથી તેમજ મોં ઉંચું છે પણ મોર નથી કે સારા જાણીતા માણસ સમજે કે એ શું છે? (૩) (જવાબ) શુક્રાચાર્યનું વાહન છે. જે હમેશાં પાણીમાં રહે છે, જીભ નથી તોપણ ઘણું બોલે છે, તે દેડકો કહેવાય છે. (૩) (પ્રશ્ન) સ્ત્રી છે પણ કમજોર નથી, કાળી છે પણ કોયલ નથી, દરમાં રહે છે પણ નાગણી નથી, તો એનો જવાબ કહે? (૪) (જવાબ) બાયલાના હાથમાં શોભે નહિ, અને બહાદુરને મન તે સારી છે, વળી તે આ આખા શરીરનું રક્ષણ કરનાર છે, હે જુવાન સ્ત્રી તે તરવાર છે. (૪) (પ્રશ્ન) ભણે છે પણ વિદ્વાન નથી, તેને ગોંધ્યો છે પણ ચોર નથી, ઘણા માણસો હોય તો સમજો કે મીઠું બોલે છે પણ મોર નથી ત્યારે એ શું હશે? (પણ) (જવાબ) પક્ષીની જાતમાં પવિત્ર છે, ભાઈ

શબ્દ બોલે છે, તે જંગલનો રહેવાશી છે ને જંગલમાં પેદા થાય છે, હેઆ ને તો-પોપટ છે. (૫) (પ્રશ્ન) પગ નથી, પણ ચાલે છે; પાંખ નથી પણ ઉડે છે, બધા તેને આંખથી જુએ છે તોપણ લાખ માણસથી પણ તે પકડાયલો રહેતો નથી તો એ શું? (૬) (જવાબ) તે ગગન તરફ જાય છે, ઘરમાં રહે તો ગભરામણ થાય છે, તે અધરે રસ્તે જાય છે. માણસો તેને ધુમાડો સમજીએ. (૬)

| | | |
|---|---|---|
| **પાઠ ૫૭.** | શરણાગત=રક્ષણ માટે આવેલો | વિખુટો=જુદો |
| પૂર્વે=પહેલાં | યજ્ઞ=હોમ | ખાતર=માટે |
| આર્યાવર્ત=વિંધ્ય ને હિમાલયની વચ્ચેનો પ્રદેશ | પડખામાં=પાસામાં; બાજુમાં | વિરોધ=ઉલટાપણું |
| વા=અથવા | ક્રૂર=ઘાતકી; નિર્દય | ધર્મજ્ઞ=ફરજ જાણનાર |
| રક્ષણ=બચાવ | રક્ષા=બચાવ | ઇંદ્ર=દેવોનો રાજા |
| અસંખ્ય=ગણી ન શકાય એટલા; ઘણાજ | આહાર=ખોરાક | અખંડ=આખું; સાજું |
| | તોલ=બરાબર | ધાઇને=દોડીને |
| | | વાટ=રાહ |

**સાર–જબરાએ નબળાનું રક્ષણ કરવું.**

| | | |
|---|---|---|
| **પાઠ ૫૮.** | સારૂ=બરાબર | ઠાલા=નકામા |
| ઘડી ઘડી=વારંવાર | અરણવ=દરીઓ; સમુદ્ર | કમી=ઓછી |
| ઉકળાટ=ઘામ | ભાળ્યાં=જોયાં | ઉભરાય=પાકે |
| ભારી=બહુ | રસ=મધુર સ્વર | પીત=પીળો |
| અભ્ર=વાદળાં | યંત્ર=સતાર; સારંગી વગેરે | સૂર્યાસ્ત=સૂર્યનું આથ- |
| સકળ=બધા | રૂપાળા=સારા | ઉજળું=સફેદ [મતું તે |
| ચાળા=ચિહ્ન; લક્ષણ | અધિક=વધારે | નૈઋતા=દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેની દિશાનો |
| ચકલી=ચકલી | ઘંટ=ઘંટા | શાતળા=ઠંડા; શીતળ |
| બગ=બગલો | | |

## વસંત ઋતુનાં લક્ષણ. સમજુતી.

તડકો અને શીળો ઘડીએ ઘડીએ બદલાય છે, તાપથી જીવોને ઘણો ઘામ થાય છે, ઘણાં કાળાં વાદળાં આમ તેમ દોડતાં દેખાય છે, તેથી બધાં માણસો કહે છે કે એ વરસાદના ચિહ્ન થાય છે. (૧) ચકલી ધૂળમાં ફડફડ પાંખો ફફડાવે છે, બગલા પોતાની પાંખ બરોબર ફેલાવીને બેસે છે, પક્ષીઓ દરીઆ કાંઠેથી આવતાં જોયાં, તેથી બધા૦ (૨) રાત દિવસ શીતળ પવન ફરફર આવે, ઝાડો ખરરર થરરર શબ્દે હાલતાં જણાય, વાજીંત્રમાં બહુ સારા મધુર સુર આવે છે, તેથી બધા૦ (૩) હમેશ કરતાં તો હવા ઘણી ભેજવાળી જણાય છે, ફુલમાંથી બહુ સારો વાસ નીકળીને આવે, આઘે ઘંટા વાગતા હોય એવા ખોટા અવાજ સંભળાય છે, તેથી બધા૦ (૪) હવામાં ગરમી ઓછી હોવાને લીધે ખાર ઓગળે છે, અને ઉધાઇ, કીડી, અને મંકોડા જોરથી ઉભરાય છે, ( ઘણાજ પાકે છે ) પક્ષીઓ માળા બાંધવાની તપાસમાં આમ તેમ ફરે-ઊડે. તેથી બધા૦ ( ૫ ) શોભાયમાન ધનુષ જણાય છે અને સુરજ આથમતા પીળો ભાસ થાય છે, ચંદ્રમાની આજુબાજુ ઘણું સફેદ કુંડાળું દેખાય છે. ઇશાન ખુણામાં ઘણી વીજળી થાય છે, નૈઋત્ય ખુણામાં ઠંડો પવન વાય છે કારણ કે નૈઋત્ય ખુણામાં દરીઓ છે તેથી બધા૦ (૬)

| પાઠ ૫૯. | | |
|---|---|---|
| હરિશ્ચંદ્ર=એ નામનો | સંપૂર્ણ=પુરેપુરી | યાદગીરી=નામના; કીર્તિ |
| ઇલકાબ | આચરણ=ચાલચલગત | દબદબા ભરેલી=ઠાઠ- |
| સતી=પતિવ્રત ધર્મ પાળ | પ્રયાસ=મહેનત | વાળી; ભપકાવાળી |
| નાર સ્ત્રી; પતિવ્રતા | અવસ્થા=હાલત | સભ્યતા=સલુકાઇ |
| વૈભવ=આજ્ઞા | સલાહ=અભિપ્રાય | ઘાયલ=જખમી |
| | નિષ્ઠા=ભાવ; આસ્થા | પરગજુ=પરોપકારી |

| | | |
|---|---|---|
| બૂજ=કદર; પિછાણ | હસ્તક=તાબામાં | ખેદ=દીલગીરી |
| ભાષા=બોલી | ઢંઢેરો=સરકારી જાહેર | વિસ્તાર=ફેલાવો |
| મમતા=ચ.હના; માયા | નામું | પૂજ્યભાવથી=પવિત્ર |
| મુનશી=મુસલમાનશિક્ષક | પદ=પદવી | લાગણીથી |

**સવાલ**—મહારાણી વિકટોરિઆએ કયાંથી કયાં સુધી કેટલા વરસ રાજ્ય કર્યું ? મહારાણીનો જન્મ કયા સનમાં થયો હતો ? કેટલા વરસનાં ઉંમરે કયા સનમાં ગાદીએ બેઠાં હતાં ? એમના પિતાજીનું નામ શું ? એમનું લગ્ન કોની જોડે થયું હતું ? મહારાણી કયા સનમાં વિધવા થયાં ? મહારાણી હિંદુસ્તાની ભાષા જાણતા હતા કે નહિ ? કંપનિ કનેથી કારભાર મહારાણીના હાથમાં કયા સનમાં આવ્યો? ૧૮૮૭માં શું બનાવ બન્યો ? મહારાણીનું નામ હાલમાં શા માટે યાદ કરવામાં આવે છે? મહારાણીના અમલમાં કયા કયા સુધારા દાખલ થયા?

પાઠ ૬૮.

| | | |
|---|---|---|
| | રૂઠ=ગુસ્સે થા | જાયુ=હંમેશ |
| રક્ષ=રક્ષણ કર | કાળ=મોત; હાર | ક્ષેમ=સુખ |
| દેવ=ઇશ્વર | અંધપાડ=બેસાડ | રાય=રાજા |
| મહારાજા=પાંચમાજયોજ | દ્વેષ=કીનો; અદેખાઇ | સદભિમાને=સારી |
| પ્રૌઢ=ઘણા મોટા | દુન્તર=કસબ | ઉંચી લાગણીથી |
| જયવંત=જશવાળા | અમઘેર=અમારે ત્યાં | પૂજ્ય=પવિત્ર |
| યસ=વધારે | સંપ=નિરાંત | પ્રત્યે=તરફ |
| કીર્તિ=મોટાઇ | સધો=થાઓ | ધર=રાખ |
| યશ=આબરૂ | કાળ=વખત | શકિતમાન=જોરાવર |
| ફેલાવ=વધાર; ફેલાવ | ગંજ=ઢગલો | રાજેશ્વર=રાજાઓના |
| જગદીશ=પરમેશ્વર | દાન=પુણ્ય | ધણી |
| વીખેરવા=છુટા પાડવા | શ્રેષ્ઠ=મોટા | નાથ=પરમેશ્વર |

| | | |
|---|---|---|
| મહાજ્ઞાની=અક્કલનો ભંડાર; મોટા જ્ઞાનવાળો | શુભકાર=કલ્યાણ કરનારી; પાર=સુધી | દીલ=મન; સ્વીકાર=કબુલ કર |

## પાઠ ૬૦. રાજગીત

હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. હે મોટા રાજા તમે ઘણાં વરસ જીવજો. હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. એમને ઘણા કીર્તિવાન બનાવ. મોજમઝા, મોટાઇ અને આબરૂ આપ: અને એમનું રાજ્ય ઘણા વરસ ચાલે તેમ કર. હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. (૧) અરે પરમેશ્વર! હે જગતના ધણી તું ઊઠ અને એના દુશ્મનને વીખેરી નાખવા તૈયાર થા; અને તેમનું મોત લાવ. વેર અને કકાસ બધો બેસાડી દે. સમજણ અને કળા વધે એમ કર; અમારા ઘરમાં નિરાંત સંપ થાઓ કે જેથી હંમેશાં અમારૂં ભલું થાય. (૨) હે પરમેશ્વર તું મોટા જ્યોર્જ રાજાપર જોર, આબરૂ અને સુખની ઢગલાબંધ બક્ષીસ કર. કારણ કે ગરીબ અને રાજા સારી ઉંચી લાગણીથી એમનું રાજ્ય પૂજવા લાયક ગણે છે; અને જ્યાં ત્યાંના લોક એમના તરફ હેત બતાવે છે. (૩) હે સર્વ શક્તિમાન, રાજેશ્વર, મહાજ્ઞાની, પ્રભુ તુ એને તારી છાંયામાં રાખ. એનો પૂર્વ કિનારાથી પશ્ચિમ કિનારા સુધી કલ્યાણકારક ધણી સ્તુતિ થાય છે, વફાદારનો સંપ કબુલ કર, હે પરમેશ્વર શહેનશાહનું રક્ષણ કર. (૪)

| | | |
|---|---|---|
| પાઠ ૬૧. | યદુ હતો તે પરથી એ નામ પડયું છે. | એમાં રણછોડજીનું દહેરૂં છે. |
| અશોક=ચંદ્રગુપ્તના દીકરાનો દીકરો | દ્વારકા=કાઠિઆવાડના વાયવ્ય ખુણામાં ગાયકવાડના તાબાનું ગામ છે | યુનાન દેશ=યુરોપ ખંડની દક્ષિણમાં દેશ છે તે; ગ્રીસ |
| જાદવકુળ=યદુકુળ; એ કુળનો મૂળ સ્થાપનાર | | |

સમર્થ=બળવાન
ઇ. સ. પૂર્વે=ઇસ્વી સન પહેલાં
નિરાધાર=આધાર વગરના; ગરીબ
દવાખાનામાં=હોસ્પિતાલો
ચોતરા=ચબુતર
આશ્રય=મદદ; ઉત્તેજન
સ્થંભો=થાંભલા
મૂળતત્ત્વો=જે મુદ્દા કે સિદ્ધાંતો પર ધર્મ રચાયો હોય તે
લિપિ=લખેલી ભાષા
મુખ્યત્વે=ઘણું કરીને
હિંસ=હત્ય; ખૂન
શ્રમણો=સાધુઓ
ઉડાઉ=ખર્ચાળ
હિત=ભલું; કલ્યાણ
મત=એકાદો ધર્મ માર્ગ
આગ્રહ=બળાત્કાર;દબાણ
વૃત્તાંત=હકીકત
લાડી=વહુ
લંકા=સિંહલદ્વીપ; હિંદુસ્તાનની દક્ષિણમાં બેટ છે તે
સંગમ=નાની નદી મોટી નદીને જે જગ્યા મળે તે જગો
પૌત્ર=છોકરાનો છોકરો
પુરાણ=હિંદુઓના એ નામના જુના ગ્રંથો

**સવાલ**—બૌદ્ધધર્મને કયા રાજાએ આશ્રય આપ્યો હતો? ચંદ્રગુપ્ત અને અશોક કયા વંશના? તેમની રાજધાની કયાં હતી? અશોકે પોતાની રૈયતના ભલાને માટે શું શું યોજના કરી? ગીરનારના લેખમાં શું લખેલું છે? લંકાની લાડી ને ઘોઘાનો વર એ કહેવત શા ઉપરથી પડી?

**પાઠ ૬૨.**

વંશજો=વંશમાં જન્મેલા
ખંડેર=ભાંગી પડેલી ઇમારતો
ગુર્જરરાષ્ટ્ર=ગુજરાત
નીડરે=બીએ નહિ એવો; હિંમતવાન
વચની=બોલેલું પાળનાર
ભાટ=એક જાતના બ્રાહ્મણ; ખરા ખોટા વખાણ કરનાર
પટાવતો=રાજના મુખ્ય સરદારો
કતલ=કાપાકાપી
પડાવ=મુકામ
મરણીઆ થઇ=યાહોમ કરી; ઝંપલાવી
ગર્ભવંતી=મે જીવવાળી; દહાડાવાળી
સમય વિચારીને=સમય સૂચકતા વાપરીને
નિર્ભય=બીક વગર
રણભૂમિ=લડાઇની જગો; રણક્ષેત્ર
યાહોમ કરીને=મરણીઆ થઇને
ઝૂઝીને=જુસ્સાથી લડીને

**સવાલ**—આશોકના પછી કેટલે વરસે મૌર્યવંશના રાજાઓની સત્તા ઊઠી ? ત્યાર પછી પરદેશી રાજાઓનો અમલ કેટલા વરસ રહ્યો ? તેમાં કયા રાજાઓ બળવાન થયા ? ક્ષત્રપ પછી ગુજરાત કયા વંશના રાજાઓના હાથમાં આવ્યું ? ગુપ્ત વંશ પછી કયો વંશ થયો ? વલભી વંશની રાજધાનીનું શહેર કયું ? અને તે કયાં હતું ? વલભી વંશ કેટલા વરસ ચાલ્યો ? વલભી વંશનો નાશ શી રીતે થયો ? વલભી રાજાઓ જાતના કોણ હતા ? ગુજરાત નામ શા ઉપરથી પડયું ? વલભી વંશ પછી કયા વંશનું રાજ થયું ? તેની રાજધાની કયા નગરમાં હતી ? ભુવડ અને જયશિખર વચ્ચેની લડાઇનું વર્ણન કરો. રૂપસુંદરી કોણ ? રૂપસુંદરીને જંગલમાં કોણે તેડી ગયું અને શા માટે ?

પાઠ ૬૩.

**વનરાજ**=જયશિખરનો છોકરો
**દેખરેખ**=તપાસ
**મૂળરાજ**=રાજનોછોકરો ( એ મૂળ નક્ષત્રમાં જન્મ્યો હતો )
**શ્રેષ્ઠ**=સૌથી સારો
**પુખ્ત ઉંમર**=સમજણી ઉંમર; અઢાર વરસની ઉંમર
**કદાવર**=ઉંચો ને ભરાઉ
**શામળો**=કાળો
**શ્રીસ્થળ**=સિદ્ધપુર, એ સરસ્વતી નદીને કાંઠે
**ત્રાસ**=ડર; ધાક; કંટાળો
**જુનાગઢ**=ગીરનાર પર્વતની પાસે શહેર છે ( હાલ એમાં બાબી વંશના મુસલમાન રાજાનું રાજ્ય છે )
**ખાલસા**=જપ્ત
**સતી થવું**=ધણીના મુડદા સાથે જીવતા બળી મરવુ
**આણ**=દુવાઇ; હુકમ
**શૈવ**=શિવનો
**ભાલ**=ધોળકા તથા ધંધુકા તાલુકાનો તથા કાઠિઆવાડનો કેટલોક ભાગ
**સહસ્રલિંગ તળાવ**=એ નામનું પાટણમા તળાવ હતું એનાપર હજાર મહાદેવના દહેરી હતી તેથી એવું નામ પાડયું હતુ
**દંતકથા**=મોઢેથી ચાલતી ખરી ખોટી વાત
**બાધ**=હરકત
**વૃત્તિ**=ભાવ; ઇચ્છા

**સવાલ**—વનરાજ નામ શાથી પડયું ? વનરાજે પોતાના બાપનું રાજ્ય શી રીતે પાછું મેળવ્યું ? વનરાજે કયું શહેર વસાવ્યું ? એ નામ પડવાનું કારણ શું ? ચાવડા વંશનો છેલ્લો રાજા કોણ અને તેને કેટલા છોકરા હતા ? ચાવડા વંશ પછી કયો વંશ થયો ? એ વંશના પહેલા રાજાનું નામ શું ? એણે રાજ શી રીતે મેળવ્યું ? મૂળરાજ નામ શા ઉપરથી પડયું ? એનાં મા, બાપ તથા દાદાનું નામ કહો. સોલંકી વંશ ક્યાંથી ક્યાં સુધી કેટલા વરસ ચાલ્યો ? સોલંકી વંશમાં કયો શ્રેષ્ઠ રાજા થયો ? સિદ્ધરાજના બાપનું તથા માનું નામ શું ? મીનળદેવીએ શું બંધાવ્યું અને ક્યાં તથા ક્યારે ? સિદ્ધરાજના શરીરનું વર્ણન કરો. બર્બર કોણ ? સિદ્ધરાજે તેને શા માટે હરાવ્યો ? જુનાગઢના રાજા સાથે લડાઇ થવાનું કારણ શું ? એ લડાઇ કેટલા વરસ ચાલી અને શું પરિણામ આવ્યું ? રાણકદેવીની ઓળખાણ આપો. યશોવર્મા ક્યાંનો રાજા તથા કયા વંશનો ? માળવાના રાજા સાથે કેટલાં વરસ સુધી લડાઇ ચાલી અને તેનું પરિણામ શું આવ્યું ? સિદ્ધરાજે કયા કયા રાજાને હરાવ્યા અને કયા કયા મુલક ખાલસા કર્યા ? સિદ્ધરાજ નિર્દય હતો એ તમે શા ઉપરથી કહો છો, રૂદ્રમાળ ક્યાં છે તથા શું છે ? એ કોણે બંધાવ્યો તથા કોણે પુરો કરાવ્યો ? શ્રીસ્થળનું બીજું નામ શુ ? એવું નામ પાડવાનું કારણ શું ? સિદ્ધરાજે ક્યાં ક્યાં બાંધકામો કરાવ્યાં ? સિદ્ધરાજ ભણેલો હતો કે નહિ ? સિદ્ધરાજે કેટલા વરસ રાજ કર્યું ને કયા સનમાં મરી ગયો ? તમે શા ઉપરથી કહો છો કે અણહીલવાડની ગાદીપર સિદ્ધરાજ જેવો રાજા થયો નથી ? એનો જન્મ કયા સનમાં અને ક્યાં થયો હતો ?

**સાર**—જર, જોરૂ, અને જમીન એ ત્રણે કજીઆના મૂળ છે. મતલબ કે એ ત્રણને માટેજ લડાઇઓ થાય છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૬૪.** | રાજધાની | આફત=દુઃખ |
| ઉમરાવ=અમીર | બેગમ=બાદશાહની સ્ત્રી | ઝપાઝપી=મારામારી |
| યોદ્ધો=લડવૈયો | બાગલાણુ=નાશકની પાસે | કાવ્ય=કવિતાનું પુસ્તક |
| અલાઉદ્દીન=ખીલજી | ડુંગર છે | દુરાચરણી=ખરાબ |
| વંશનો બીજો બાદશાહ | દીપી=શોભી; ખીલી | ચાલનો; દુર્ગુણી |
| પાટનગર=રાજનગર; | અઘટિત=અયોગ્ય | |

**સવાલ**—વાઘેલા વંશનો છેલ્લો રાજા કયો ? કરણઘેલા પાસેથી કોણે રાજ લીધું ને કયા સનમાં? કરણની કઇ રાણી ખૂબસુરત હતી ? કૈલાદેવી કોની બેગમ થઇ ? કૈલાદેવીની છોકરીનું નામ શું ? કોની સાથે પરણી ? કરણનું મોત શી રીતે થયું

| | | |
|---|---|---|
| **પાઠ ૬૫.** | લૂટનાર | સુશોભિત=સારી શોભા |
| બંડ=હુલ્લડ; બળવો | કાસળ=મૂળ | યમાન |
| લડવૈયા=યોદ્ધા | સરહદ=સીમા; છેડો; | વણકારો=વણનાર |
| પશ્ચાત્તાપ=પસ્તાવો | છેવટની હદ | ઉમદા=સરસ |
| અંતઃકરણ=મન; દીલ | વસુલાત=મહેસુલ | ઓરમ=મેળો |
| ઘોર કર્મ=ઘાતકી કામ | બેશ=સારી; ઉમદા | ઘોર=પાપી; ક્રૂર |
| વાટપાડુ=રસ્તો રોકી | પ્રવાહ=વહેણ | |

**સવાલ**—ગુજરાતનો કયો સુબો સ્વતંત્ર થઈ ગયો ? તેણે પોતાનું નામ શું રાખ્યું ? મુજફ્ફરશાહના પુત્રનું નામ શું ? વસુલાત ઉઘરાવવાની રીત કોણે બાંધી ? અહમદશાહના વખતમાં પ્રજા સુખી હતી કે નહિ ? અહમદશાહે કયું શહેર વસાવ્યું ? તેને હાલ શું કહે છે ? હાથમતી એ શું છે? તેનો પ્રવાહ શા માટે બદલ્યો ? શહેરની દોલત તથા આબાદી વધારવાને શું પ્રયત્ન કીધો ? અહમદશાહનો અમલ ક્યાંથી ક્યાં સુધી હતો ? અહમદશાહની કબર ક્યાં છે ?

## પાઠ ૬૬.

મોજીલો=આનંદી
બેગમ=મુસલમાની વંશનું નામ છે
બેગડે=બે ગઢ જીતનાર
ફીતુર=દુલક; બંડ
દામ=કરજ
શિરેહી=ગુજરાતની ઉત્તરમાં છે. અહીંની તલવાર વખણાય છે
જગત ભૂશિર=જગત પોઇંટ, એ દ્વારકા પાસે છે.
ચાંચીઆ=દરીઆમાં લૂટ કરનાર
ખાલસા=જપ્ત
પ્રતાપ=કીર્તિ
મુસાફરખાનાં=ધર્મશાળ
બેટ=શંખોદ્ધાર, એ દ્વારકાની પાસે છે.
શ્રીમંત=પૈસાદાર
ફરદોશ=આંબાવાડી
અમરાઇ=આંબાવાડી
ઠાઠ=ભપકો; દબદબો
વાજીંત્ર=વાજાં
ઉસ્તાદ=ગુરુ

સવાલ—મહમદશાહ બીજો કોની સાથે પરણ્યો હતો? બેગડો નામ શાથી પડયું? કયા કયા બે ગઢ જીત્યા? કેટલા વરસની ઉમરે ગાદીએ બેઠો? ગીરનારની પડોશમાં કયું શહેર વસાવ્યું? કયા કયા રાજાઓને હરાવ્યા? ૧૮૪૨ માં શું બનાવ બન્યો દરીઆની લડાઇમાં કોને કોને હરાવ્યા? મહેમદાવાદ કોણે વસાવ્યું? બમરીઓ કુવો કયાં છે? મહમદશાહને કયાં દાટયો છે? મહમુદે લોકોપયોગી શું કામો કીધાં? મુસલમાન પાદશાહોમાં સિદ્ધરાજ જેવો કયો પાદશાહ થયો?

## પાઠ ૬૭.

સર=તાબે
લગામ=સત્તા
હસ્તક=તાબામાં
વશ=તાબે
બથાવી=પચાવી
કર=વેરો
દર=ભાવ
અર્પ્યા=ભેટ કર્યા.
ટકી શકાય=ટક્કર લઇ શકાય
ખંભાત=મહી નદીના મુખ આગળ શહેર છે. એમાં મુસલમાની રાજ્ય છે.
ફતેહ=જીત
વડોદરા=વિશ્વામિત્રના કાંઠાપર ગાયકવાડની રાજધાનીનું શહેર છે
હવાલે=તાબે
મગરૂર=અહંકારી
આપઘાત=પોતાને હાથે પોતાનો જીવ કાઢવો તે
અંત=છેડો

**સવાલ**—મહમદ બેગડા પછી કયો પ્રખ્યાત પાદશાહ થઇ ગયો? તેણે શું કીધું? બહાદુરશાહ કયા બે જબરા શત્રુને જીતી શક્યો નહિ? ચતિમદખાન કોણ અને તેણે શું કીધું? ગુજરાતના છેલ્લો મુસલમાન પાદશાહ કોણ? તેની પાસેથી ગુજરાત કોણે જીત્યું?

**પાઠ ૬૮.**

આબુ=ગુજરાતની ઉત્તરમાં પર્વત છે
ઘટા=ભરાવ
ચમકારા=ઝબકારા
ઝુંપડું=નાડછાનું ઘર
વાદળાં=આભલાં
નાળચું=નળી
ધુમ=ધુમાડા જેવી વરાળ; ઓસ
ગંજી=ઘાસનો ઢગલો
ભિંજી=ભિનાઇ
બંધાઇ જાય છે=ઠરી જાય છે
કરા=આકાશમાંથી જે પાણીના બંધાએલા કાંકરા પડે છે તે
ઝાકળ=ઠંડીના જોરથી હવામાંનીવરાળનું પાણી થવું તે; ઓસ; ઠાર

**સવાલ**—વરાળ, વાદળાં ધુમસ, ઝાકળ અને વરસાદ એટલે શું તે સમજાવો. આબુ ક્યાં છે? સવારે ધુમસ જેવું શું દેખાય છે? ધુમસ અને ધુમાડામાં ફેર શું? પાણીની વરાળ શી રીતે થાય છે તે પ્રયોગ કરી બતાવો. વરાળ કેટલી રીતે થઇ શકે છે? પાણીવાળી જગા ગણાવો. વાદળાં શેના બને છે?

**પાઠ ૬૯.**

ભેગા થયેલા=મળી ગએલા
સઢ=વહાણના કુવા સાથે બાંધેલું પવન ભરવાનું
લુગડું
સપાટી=પદાર્થનો ઉપલો ભાગ
આગબોટ=વરાળથી ચાલતું મોટું વહાણ;
સ્ટીમર
ફેરો=આંટો; ચક્કર
આરપાર=એક છેડાથી બીજા છેડા સુધી

**સવાલ**—પૃથ્વીનો આકાર કેવો છે? પૃથ્વી ગોળ છે તેનાં કારણ ગણાવો. પૃથ્વીના ફરવાથી શું થાય છે? પૃથ્વી ફરે છે કે સુરજ તે પ્રયોગથી સાબીત કરી બતાવો. પૃથ્વીનો એક ફેરો કેટલા વખતમાં

પુરો થાય છે? પૃથ્વી જે ધરી પર ફરે છે તે ધરી કેટલા મૈલની હોવી જોઇએ? પૃથ્વીને ખરેખરી ધરી છે? આપણી આંખે સુરજ ફરતો દેખાય છે તેનું કારણ શું? છોકરાઓ ગોળાકારમાં ફરે છે ત્યારે ધરો ફરે છે કે છોકરાઓ ફરે છે.

| પાઠ ૭૦. | સ્થિતિ=હાલત | વાર્ષિક=વરસની |
|---|---|---|
| અંતરે=છેટે | ગતિ=ચળ | |
| ચોકસ=મુકરર | જોત=સળગતો કાકડો | |

સવાલ—દહાડો ને રાત કોના ફરવાથી થાય છે? પૃથ્વી કઇ દિશામાંથી કઇ દિશામાં ફરે છે? દહાડો ને રાત સરખા થવાનું કારણ શું? વરસમાં કેટલા દિવસ દહાડો ને રાત સરખા હોય છે અને તે દિવસ કયા?

| પાઠ ૭૧. | ફેરવે છે | ખરે=ભોંયપર પડે |
|---|---|---|
| અગાસી=ધાબુ | નીંદી=ઉખેડી | ધરે=ચોળે |
| કરાંઠી=કપાસ, તુવેર વગેરેના સુકા છોડ | હેલી=ચાલુ વરસાદ | તંબોળ=પાન |
| | વળે છે=થાય છે | ધરે=પહેરે; ઓઢે |
| ખુંપરા=સુકાં ઠુંઠાં | માફકસર=જોઇતો | શાલ=ઊનનું કીમતી લુગડું |
| કાંઠા=નીક | તીડ=ખેતરને નુકસાન કરનારું તપખિરીઆ રંગનું જીવડું | ફાટે=ચીરા પડે |
| કાંસ=પાણી જવાના માર્ગ; નીક | | ઘટે=ઓછા થાય |
| ટેટી=ખડબુચ | ધમાલ=ભીડ; ધાંધલ | ભલીભાત=સારી રીતે |
| ખરીફ=ચોમાસામાં થવાતાં ધાન્ય | રવિપાક=શિઆળુ પાક | જળ ઉંડા જાય=પાણી સુકાઇને ઓછું થાય |
| | કડબ=જુવારના સુકા સાંઠા | |
| વાવણી=રોપણી | | પામે=મળે; આવે |
| ઢરપી દે છે=ઢાંપડી | સરકાર ધારો=મહેસુલ | ગુણવાન=ફાયદાવાળા; |

| | | |
|---|---|---|
| ગુણકારી | ખાસું=મજાનું | ચંપા=પીળા રંગનું |
| હોજ=પાણીની ટાંકી | ડુબાડુબ=ડુબી ગએલી | સુગંધીદાર ફૂલ |
| લાગ=લાગે | ઉચારે=બોલે | ભલાં=સારાં |
| ચંદન=સુખડ, કેસર વગેરેને ઘસીને લચકા જેવું બનાવે છે તે | મલાર=રાગનું નામ છે | ફુલાય=મોટા થાય; ખીલે |
| મીઠા=મધુર | ખેતીકાર=ખેડુત | માટ=માટે |
| વણુનોલ=ઘણેજ | ચંપેલી જુઇ જાય } એક જાતનાં સુગંધીદાર સફેદ ફૂલ | ચાખડીઓ=પાવડીઓ<br>હિંચોળા=હીંચકા<br>ખાટ=ખાટલો |

**સવાલ**—ઉનાળામાં ખેડુતો શું શું કરે છે? ઉનાળામાં ગામડાના લોકો શહેરમાં શું લાવે છે? ચોમાસામાં ખેડુતો શું કામ કરે છે? ખેડુતને મહેનતનું ફળ કયારે મળે છે અને કયારે મળતું નથી? શિઆળાનાં શું કામ કરે છે! શિઆળામાં શું શું વચરા આવે છે!

## કવિતાની સમજુતી

શિઆળામાં ઠંડો પવન પવન વાય છે. ઝાડનાં પાંદડાં ખરી પડે છે અને ઘઉં પાકે છે, ગોળ થાય છે, કપાસ અને કઠોળ પાકે છે. લોકો શરીરે તેલ ચોળે છે, અને પાન ખાય છે. (૧) શરીરે ડગલા પહેરે છે, ને શાલ ઓઢે છે, ગરીબ માણસના પગ અને ગાલ ફુટી જાય છે. શિઆળામાં દહાડો નાનો થાય છે અને રાત મોટી થાય છે અને શરીરમાં સારી રીતે સારો ખોરાક ખાવાથી જોર આવે છે. (૨) ઉનાળામાં પાણી ઉડા જતા રહે છે. ઓછાં થાય છે. નદી અને સરોવરનાં પાણી પણ ઓછાં થાય છે. સઘળી વનસ્પતિને નવાં પાંદડાં આવે છે. અને સારા ગુણવાળાં કેસુડાનાં ફૂલ પણ થાય છે. (૩) ઉનાળામાં પાણીના કુંડ, ફુવારા ને બાગ સારા લાગે છે. ચંદન અને વીંજણા વહાલા લાગે છે. કારણ કે તેથી ઠંડક મળે છે. કોયલ મધુર શબ્દ બોલે છે.

અને તાપ ઘણોજ પડે છે. (૪) વરસાદની ઋતુ ઘણી મઝાની લાગે છે. દુનિયા પાણીમાં ડુબેલી દેખાય છે મતલબ કે બધેજ પાણી પાણી થઈ રહે છે. લોકો મલાર રાગ ગાય છે ને ખેડુતો ખેતરમાં વાવણી કરે છે. (૫) ચંપા, ચંપેલી, જુઇ, જાય અને ગુલાબનાં ફૂલ સારાં ખીલે છે; ચોમાસામાં સુખને માટે છત્રી, પાવડી, હીંચકા ને ખાટલા હોય છે. (૬)

**પાઠ ૭૨.**

સલામતી=હથિયાર નમાવી સલામ આપવી તે
અધિકાર=ઓહ્દો; સત્તા
ઉપરી=અમલદાર; અધિકારી
કમિશનર=પ્રાંતનો મુખ્ય અધિકારી
ગવર્નર=ઇલાકાનો મુખ્ય અધિકારી
માહીતી=સમજ
રેલ=પૂલ
સિંધુ=સિંધ પ્રાંતમાં મોટામાં મોટી નદી છે તે
ભેજવાળી=શરદીવાળી
નાશક અને ત્ર્યંબક=નાશક જિલ્લામાં ગોદાવરીના મૂળ આગળ એ શહેર છે.
જળધોધ=પાણીનું જોસબંધ ઉપરથી પડવું તે
રોગિષ્ઠ=રોગવાળી
વિભાગ=ભાગના ભાગ
દેશીરાજ્ય=દેશી રાજાનો મુલક
મહાબળેશ્વર=મુંબઇ ઇલાકામાં સહ્યાદ્રિમાં હવા ખાવાનું ઠેકાણું છે ગવર્નર સાહેબ ઉનાળામાં અહીં રહે છે.
પુના=પુના જિલ્લામાં મુળામુઠા નદી પર શહેર છે. એમાં પેશવાની રાજધાની હતી પુનાનાં પાન વખણાય છે
મંડળ=સભા
કાયદા=કાનુન; ધારા
મંત્રી=પ્રધાન; વજીર
મોટી અદાલત=હાઈકોર્ટ
ન્યાયાધીશો=ઇન્સાફ કરનાર અમલદાર; જડજ
ડિરેકટર=ઇલાકાનો કેળવણી ખાતાનો વડો અધિકારી
બેશક=નક્કી

**સવાલ**—મુંબઈ ઇલાકાના કેટલા ભાગ કરેલા છે અને તે કયા કયા ? એ દરેક ભાગના ઉપરીને શું કહે છે ? એ ચાર ભાગ સિવાય બીજો કયો જુદો વિભાગ છે ? તેના ઉપરીને શું કહે છે ?

ગુજરાત કયા વિભાગમાં આવ્યો ? મુંબઇ ઇલાકામાં કયાં કયાં મોટાં દેશી રાજ્ય છે ? સૌથી મોટું કયું દેશી રાજ્ય છે ? ઇલાકાનો ઉપરી કોણ ? તેની નીમણુક કોણ કરે છે તથા તે કેટલા વરસ સુધી એ ઓદ્ધાપર રહે છે ? ગવર્નર સાહેબ શિઆળામાં, ઉનાળામાં, અને ચોમાસામાં કયાં રહે છે ? મુંબઈ ઇલાકાની રાજધાનીનું શહેર કયું ? ગવર્નરને મદદ કરવાને કેટલા મંડળ છે અને તે દરેક મંડળનું નામ શું ? કયું મંડળ મુંબઇ સરકારના નામથી ઓળખાય છે ? કારભારી મંડળમાં કેટલા કારભારીઓ હોય છે ? એ કારભારી મંડળના હાથ નીચે કેટલા પ્રધાનો હોય છે ? ન્યાયખાતાનો વહીવટ કોણ ચલાવે છે ? ડિરેક્ટર એટલે શું ? ઇલાકામાં કયાં કયાં ખાતાં હોય છે અને દરેક ખાતાનાં ઉપરી અમલદારને શું કહે છે ? તેઓ કોના તાબામાં હોય છે ? મુંબઇ ઇલાકામાં કેટલા પ્રાંત છે અને તે કયા કયા ?

| | | |
|---|---|---|
| પાઠ ૭૩. | મિનારા=બુરજ | વણાટ=વણવાનું કામ |
| હાથ આવ્યો=તાબામાં આવ્યો | વૈભવ=સુખનાં સાધન | તાર=તાંતણા |
| ઉતારૂ=મુસાફર | થાનક=સ્થાન; ઠેકાણું | ત્રણ તાર=સુતરાઉ, રેશમી ને કસબી વણાટ |
| ફાંટા=શાખા | ત્રિકોણાકાર=ત્રણ ખુણાનો ઘાટ | ખોડાં=લંગડાં; અશક્ત |
| મિલો=કાપડ વણવાના કારખાનાં | વિસ્તાર=લંબાઇ અને પહોળાઇ ગુણતાં જમીનનું જે માપ આવે તે; ક્ષેત્રફળ | પાંજરાપોળ=અશક્ત ઢોરોને રાખવાની જગા |
| કારખાનાં=કામ કરવાની જગો | | સહિત=સાથે |
| | | દેવસ્થાન=દહેરૂં |
| ગીરદી=ભીડ | કરોડપતિ=કરોડ રૂપીઆના ધણી | છાવણી=લશ્કરને રહેવાની જગા |
| લક્ષાધિપતિ=લાખો રૂપીઆના ધણી | દાણ=જકાત | ગોરૂં લશ્કર=સોલજરોનું |

| | | |
|---|---|---|
| લશ્કર | શોભા=દેખાવ | જ્ઞાન આપવાની મોટી |
| રોજ્ને=કબર | કોલેજ=પાઠશાળા; ઉંચું | નિશાળ |

**સવાલ**—મુંબઇ બેટ અંગ્રેજ સરકારને કયારે અને કેવી રીતે મળ્યો? અંગ્રેજના હાથમાં આવ્યા પછી શું સુધારા થયા? મુંબઇનું વર્ણન કરો. મુંબઇ નામ પાડવાનું કારણ તથા તેનો અર્થ કહો. મુંબઇનો આકાર કેવો છે? એનો વિસ્તાર કેટલો છે? કેટલા માણસની હાલ વસ્તી છે? મુંબઇ ઇલાકામાં પહેલા નંબરનું બંદર કયું? હિંદુસ્તાનમાં વેપાર રોજગારની બાબતમાં કયું શહેર ચઢિઆતું છે? મુંબઇ ઇલાકામાં બીજા નંબરનું શહેર કયું? મુંબઇ ઇલાકાનાં મોટાં શહેરોનાં નામ કહો. અમદાવાદ કોણે વસાવ્યું અને કયા સનમાં? અમદાવાદની પડતી શા કારણથી થઇ હતી? ચઢતી કયારથી થઇ? અમદાવાદ અસલથી શાને માટે પ્રખ્યાત છે? અમદાવાદને માટે શું કહેવાય છે? અમદાવાદ શહેરમાં જોવા લાયક જગાઓ કઇ કઇ છે? અમદાવાદ કઇ નદીને કાંઠે છે? અમદાવાદનું શું વખણાય છે?

**પાઠ ૭૪.**

| | | |
|---|---|---|
| જંબુસર=ભરૂચ જિલ્લા-માં કસ્બો છે | ઝેબેઝેબ=ઝોબેઝોબા | વીરમગામ=અમદાવાદ જિલ્લામાં શહેર છે. |
| રેલવે=લોઢાની સડકનો રસ્તો | પોઠી=માલ લાદેલો બળદ | અહીં મુનસર તળાવ જોવા લાયક છે |
| ઢાઢર=નદીનું નામ છે. એ રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે | વણજાર=પોઠીનું ટોળું | ડીસા=એ પાલણપુર એજન્સિમાં શહેર છે |
| | પેંઢ=મહારાષ્ટ્રમાં દેશી રાજ્ય છે. અહીંની પાઘડી વખણાય છે | વેપારીમાર્ગ=માલ લઇ જવા લાવવાનો રસ્તો |
| | પંજ્નેે=સપાટો | કાફલો=જથ્થો; ટોળું |
| | પોરબંદર=સુદામાપુરી. એ કાઠિઆવાડમાં છે | |

| | | |
|---|---|---|
| થરાદ=પાલણપુર એજ- | નગરપાકર=સિંધના | તાલુકો છે. |
| ન્સિમાં છે. | થરપારકર જિલ્લામાં | |

**સવાલ**—જંબુસરથી પાલેજ શી રીતે જવાય? પાલેજથી સુરત શી રીતે જવાય ને વચ્ચે કયા કયા સ્ટેશનો આવે? સુરતથી પૂર્વ તરફ કઈ રેલવે જાય છે અને તે ક્યાં સુધી જાય છે? સુરતથી મુંબઈ જવું હોય તો કઈ રેલવેમાં બેસવું પડે? રસ્તે ક્યાં ક્યાં સ્ટેશનો આવે? સુરતથી નાશક કેટલે રસ્તે જઈ શકાય? આગગાડીમાં જવાનું સારૂં કે પગ રસ્તે જવાનું સારૂં? પગ રસ્તે જતાં શું શું હરકતો પડી? મુંબઈથી દ્વારકા શી રીતે જવાય? દ્વારકાથી પોરબંદર કેટલી રીતે જઈ શકાય? પોરબંદરનું બીજું નામ શું? પોરબંદરથી જંબુસર તેઓ કયે રસ્તે આવ્યા હશે? આગગાડી અને આગબોટ નહોતી ત્યારે ગુજરાતનો વેપાર સિંધ સાથે કેવી રીતે ચાલતો?

| | | |
|---|---|---|
| **પાઠ ૭૫.** | આપવા તે | આબાદ=ચઢિઆતું |
| જુજ=થોડી [સૈકો | સ્વતંત્રપાળું=આપ અ- | બેનમુન=જેનો જોડો |
| સદી=સોવરસનો કાળ; | ખત્યારી | નહિ હોય તેવી; ઉત્તમ |
| તુવાર=રજપુતની જાત | રંગારી=રંગનું કામ | શ્રેષ્ઠ=ઉત્તમ |
| ચોહાણ=રજપુતની જાત | સરહદ=સીમાડો; છેવટની | ઘેરાવો=ફરતો ઘેર |
| અંડણી=નાના રાજાએ | હદ | બુરજો=મિનારા |
| મોટા રાજાને રૂપીઆ | ધાક=કરબ; દાબ | ટકી રહે=કાયમ રહે |

**સવાલ**—ચાંપાનેર શું છે તથા ક્યાં છે? હાલમાં ત્યાં કયા લોકોની વસ્તી છે? ચાંપાનેર કોણે કયા સૈકામાં તથા કોના વખતમાં વસાવ્યું? ૧૧મા સૈકામાં કોનું રાજ હતું? ઈ. સ. ૧૪૧૮–૧૪૫૦–૧૪૮૪ માં શું બનાવ બન્યા? ચાંપાનેર મહમદ બેગડાએ કયા સનમાં જીત્યું? ૧૯૦૩માં શું બનાવ બન્યો? ચાંપાનેર અંગ્રેજના હાથમાં આવ્યા

પછી આબાદ કેમ થઇ શકયું નહિ? ચાંપાનેરમાં જોવા લાયક શું છે? ચાંપાનેરના કિલ્લાનું બ્યાન કરો. પાવાગઢપર કોનું દહેરું છે? પાવાગઢને લોકો શું કહે છે અને એમ કહેવાતું શું?

# ભાગ ત્રીજો.

| | | |
|---|---|---|
| **પાઠ ૭૬.** | સ્થિતિ=હાલત | કરીએ |
| ગરમી=ગરમ વસ્તુને અ- | છલાછલ=છેક માથાસુધી | સંકોચીએ=બરાબર |
| ડકવાથી જે લાગણી | ઉપસીને=ફુલીને | ગોઠવીએ |
| પેદા થાય છે તે | ઘન=નક્કર | પસરી=ફેલાઇ |
| ચપકો=ડામ | પ્રવાહી=રેલો ચાલે એવું; | પાટોપાટ=એક છેડાથી |
| ઝઝેલા=ફેલ્લા | પાણી જેવા રેલાતા | બીજા છેડા સુધી |
| વજન=તોલ | ખંખેરીએ=રાખ દૂર | ફૂલે=કદ વધે |

**સવાલ**–ગરમી એ શું છે તે સમજાવો. ગરમી કેટલી જાતની છે? ગરમીથી પદાર્થનું વજન કેમ વધતું નથી? પદાર્થને ગરમી આપવાથી શી બાબતમાં ફેરફાર થાય છે અને એ ફેર થવાનું કારણ પ્રયોગથી બતાવો. ઘન અને પ્રવાહી પદાર્થને ગરમી આપવાથી તેમની સ્થિતિમાં શું શું ફેરફાર થાય છે? ગરમી શેમાં જલદી પ્રસરી જાય છે?

| | | |
|---|---|---|
| **પાઠ ૭૭.** | વાયુરૂપ=વા જેવા | કસો=કંસો |
| ચંકોચાય=કદ નાનું થાય | સ્વરૂપ=પોતાનું રૂપ; | શાલદુપટ્ટા=શાલ વગેરે |
| વાટ=પૈડાપરનો ગોળ | ખરૂં રૂપ | ઉદાહરણ=દાખલો |
| લોઢાનો પાટો | શંકા=વહેમ; ગુંચવણ | હુંફાળું=સહેજ ગરમ |
| સજ્જડ=મજબુત. | ભરેલા વિચાર; સંદેહ | મુકાબલો=સરખામણી |
| ઢાંકણુ=ઢાંકણું | ડોળી=ઝોળી | લાગણી=અસર |

**સવાલ**—ઠંડી એ શું છે તે સમજાવો. ઠંડીથી પદાર્થની સ્થિતિમાં ફેરફાર થાય છે તે પ્રયોગથી સાબીત કરો. પ્રવાહી અને વાયુરૂપી પદાર્થોને ઠંડીની શી અસર થાય છે? પર્વત ઉપરથી ઉતરનારને ગરમી અને ચઢનારને ઠંડી લાગવાનું કારણ શું? હુંફાળા પાણીને એક વખત આપણે ગરમ અને બીજી વખત ઠંડું શા માટે કહીએ છીએ, તેનું કારણ પ્રયોગથી સાબીત કરી બતાવો.

| | | |
|---|---|---|
| **પાઠ ૭૮.** | ગોરમટી=ગોરાડુ માટી | ફુલવેલી=પકવેલી |
| કોગળો કરવો=મોંમાંપાણી | બંધક=બાંધો કરનાર | ચાંદી=ફોલ્લા |
| ભરી પાછું કાઢીનાંખવું. | મજબુતી=તાકાત; જોર | દાહ=અગન |
| ઘુંટડો=એક શ્વાસે | કાકડો=ગળામાં બહારની | ગચરકા=ઓડકાર |
| પિવાય તેટલું | બાજુએ દેખાતો ગઠ્ઠો. | ઉલટી=વામીટ; ઓકારી |
| ખટમડું=સહેજ ખાટું | એ ગઠ્ઠો નાના છોક- | કોકરવું=થોડું હુંફાળું |
| તુરૂં=તુરાશ પડતું | રામાં દેખાતો નથી | મહીસાગર=મહી નદી |
| થૂ થૂ=થૂંક થૂંક | મોટા માણસમાં | ખદખદે=ખદખદ થાય |
| બનાવટી=બનાવેલા | દેખાય છે | ચકતું=બેઠેલો ગોળાકાર |
| | અવાળુ=દાંતના પીઢિયાં | |

**સવાલ**—ફટકડી કેવો પદાર્થ કહેવાય? આપણા દેશમાં ફટકડી કયાં થતી હતી? ફટકડીનો ઉપયોગ ગણાવો. ફટકડીને શી રીતે ફુલવતા હશે? ફટકડી ફુલાવતી વખત ખદખદે છે તેનું કારણ શું?

| | | |
|---|---|---|
| **પાઠ ૭૯.** | ઘસરકા=ઘસારાથી પડે- | જંગલ=તાંબાનો કાટ |
| સીસું=મેલા ભુરા રંગની | લા કાપા | કટાણું=કટાયલું |
| ધાતુ | બે બોલ=થોડું | રદ=નકામું |

**સવાલ**—હરિશંકરે સીસા વિષે શી બીના કહી? મંછારામે કલાઇ વિષે શું શું કહ્યું? વાસણને કલાઇ દેવડાવવાનું કારણ શું? પિત્તળ શું શું મેળવીને બનાવે છે? કાંસું શું શું મેળવી બનાવે છે?

| પાઠ ૮૦. | ને નક્કર | ચીકાશું |
|---|---|---|
| મોભ=છાપરાની વચમાંનો | ટકાઉ=ટકે એવું. | કોલુ=શેરડી પીલવાનો |
| આડો થાંભલો | કાષ્ટ=લાકડું | સંચો |
| ચોકિઆટ=પીઢને સમાંતર | રસવાન=રસવાળું | ઘાણી=તેલ દીવેલ વગેરે |
| નાખેલું જાડું લાકડું. | વૃદ્ધિ=વધારો | પીલવાનો સંચો |
| એમાં દીંચકા સારુ કડાં | ફીસું=ઝટ ફાટી જાય એવું | ચઢિયાતો=ચઢતો |
| જડવામાં આવે છે | રેસાદાર=રેસાવાળું | હાથીદાંત=દંતુશુળ |
| સરપણ=બળતણ | પરનાળ=નીક; મોરી | ધારબંધ=ધારદાર |
| કુંપળ=ટીસી | ઘટ=મજબુત | ઓપીને=ઘસીને |
| ગણતરી=હિસાબ | ખિચો.ખિચ=પાસેપાસે | મૂઠ=હાથો |
| ગર=વચલો ભાગ | એકાકાર=એકમેક | મહોરાં=રમકડાં |
| સંગીન=ઘટ; મજબુત | ચીવડ=ચિકાશવાળું; | ચોકસ=મુકરર |

**સવાલ**—લાકડું કયાં કયાં જોવામાં આવે છે? આપણને જીવવાને માટે પહેલે, બીજે, ત્રીજે, ચોથે અને પાંચમે નંબરે કોની જરૂર છે? લાકડામાં અંદરને પાસે ગોળ કુંડાળાં શાના દેખાય છે? ગોળ કુંડાળા પરથી શી પરીક્ષા થાય છે? લાકડાનો કયો ભાગ વધારે સંગીન અને કયો ભાગ ઓછો સંગીન હોય છે અને તેમ થવાનું કારણ શું? નાળિએરી અને તાડ શી રીતે વધે? એનું લાકડું કયા કયા કામમાં આવે છે અને કયા કામમાં આવતું નથી? દેવદારનું લાકડું શા માટે ઘર બાંધવાના કામમાં આવતું નથી? સાગ, સીસમ, બાવળ, આમલી અને રાયણનું લાકડું શું શું કામમાં આવે છે ને શા કારણથી? લાકડાની કઇ કઇ ચીજો બને છે? કોતરણી કામ જેવું હાથીદાંતપર થઇ શકે તેવું લાકડાપર થઇ શકે કે નહિ? હાથીદાંતનો રંગ કેવો હોય છે? હાથીદાંતની પરીક્ષા શી? હાથીદાંત શું કામમાં

આવે છે? હાથીદાંત કેવો પદાર્થ કહેવાય અને શા માટે? લાકડું કેવો પદાર્થ ગણાય? વનસ્પતિ સેંદ્રિય પદાર્થ નામ દો.

**પાઠ ૮૧.**

કાર્ય=કામ
સુગંધી=ખુશબો
સોડે છે=પીમળે છે
પાંખડી=પાંદડી
જાસવંતી=એક જાતના ફૂલ
કળી=ખીલ્યા વગરનું ફૂલ
ઢાંકણુ=કવર
વજ્ર=ફૂલનું ઢાંકણુ
વજ્રપત્ર=ફૂલનાં ઢાંકણુનાં નાનાં પાંદડાં
નાજુક=કોમળ
ચૂંટી=તોડી
સળંગ=આખો
ફૂલમણી=ગોટો
ગોટો=પાંખડીઓ જોડાઇને ગોટા જેવું બને છે તે
સરણાઇ=પીપી
મુખ્ય=જરૂરનો
અગથાઓ=સેકટા
પુંકેસર=નરતંતુ
સ્ત્રીકેસર=સ્ત્રીતંતુ
પરાગકોશ=પરાગનો જથો
પરાગકણુ=પરાગની રજ
રજ=પરાગના ઝીણા કણુ
બીજાશય=બી બંધાવાની જગા; ગર્ભાશય
સૂક્ષ્મબીજ=ઝીણાં બી

**સવાલ**–અત્તર સેનું બને છે? વજ્ર શું કામ કરે છે? વજ્રના નાના ભાગને શું કહે છે? ફૂલમણી એટલે શું તે સમજાવો. મોગરાના ફૂલનો નીચલો ભાગ નળી જેવો અને ધંતુરાના ફૂલનો નીચલો સરણાઇ જેવો શા કારણથી દેખાય છે? કયા ફૂલની પાંખડીઓ છુટી હોય છે? પાંખડી શું કામ કરે છે? ફૂલમાં મુખ્ય ભાગ કયાં હોય છે? ઘણાં નરતંતુ કયા ફૂલમાં હોય છે? ફૂલના ભાગ ગણાવો.

**પાઠ ૮૨.**

પ્રવેશથી=દાખલથવાથી; પેસવાથી
પોષવામાં=પોષણુ કરવામાં
માવજત=સંભાળ
યોજના=ગોઠવણુ
ગર=માવો
વર્ગ=જાત
પોપટા=ચણાની શીંગો
જળવાય=સચવાય
પતી રહે=પુરૂં થાય
ફેલવા=છોલવા

**પાઠ ૮૩.**

પડ=થર

| | | |
|---|---|---|
| ફાડ=ભાગ | સત્વ=કસ | ફળી |
| બીજાંકુર=ફણગો | માફક આવે=અનુકૂળ | રૂદ્રાક્ષ=જેની માળા બને |
| ફણગો=સણગો | થાય | છે તે મણકો; એક |
| પોષણ=ગુજરાન | રામફળ=સીતાફળ જેવા | જાતના ઝાડનું બી |
| દ્વિદળ=બે દાળવાળાં | લિલાશ પડતાં રંગના | |

**સવાલ**-બી ને ઊગવા માટે શું શું જોઇએ ? ક્યાં બી એકદળ ને ક્યાં બી દ્વિદળ છે ? દ્વિદળ બીમાં બીજાંકુર ક્યાં હોય ? બીજાંકુર શું ખાઇને મોટું થાય ? જેનું મૂળ થવાનું હોય છે તે ભાગ ક્યારે ઊગે છે ? ઊગીને ક્યાં આવે છે ? ક્યાં બી વહેલાં વાવવાં જોઇએ ? ક્યાં બી મોડાં વાવીએ તો ફીકર નહિ અને તેમ થવાનું કારણ શું ?

| પાઠ ૮૪. | ડીંડું=ડીચું | કોથળી |
|---|---|---|
| સૃષ્ટિ=દુનિયા | પ્રાણરક્ષક વાયુ=જીવતું | નસો=રગો |
| શોભા=દેખાવ | રક્ષણ કરનાર વાયુ; | ઘન=ઘીચ |
| આત્મા=મન | ઑક્સિજન વાયુ | ઘટા=ભરાવ |
| પ્રસન્ન=ખુશ | પુષ્ટિ=બળ; જોર | પ્રકાશ=તેજ |
| અંશ=ભાગ | જઠર=પાચન કરવાની | |

**સવાલ**-તાપથી અકળાએલો માણસ ક્યારે બધું દુઃખ ભૂલી જાય છે ? પાંદડાં શું શું કામમાં આવે છે ? ઝાડને પાંદડાનો શો ઉપયોગ છે ? પાંદડાં કયે વાટે શ્વાસ લે છે ને કયે વાટે શ્વાસ કાઢે છે ? પાંદડાં પ્રાણીને શું ઉપયોગી છે ? પાંદડાંને રસોડું, જઠર અને ફેફસાં કેમ કહી શકાય ? પાંદડાંની રચના કેવી હોય ? જે ઝાડના પાંદડાંની નસો ડીટામાંથી અણી સુધી એક સરખે અંતરે આવેલી છે તે ઝાડનાં બી એકદળ હોય છે કે દ્વિદળ ? પાંદડાં લિલાશ પડતા કેમ દેખાય છે ?

**પાઠ ૮૫.**

**નમસ્કાર**=બે હાથ જોડી માથું નમાવવું તે
**નર્યા**=એકલા
**વિચિત્ર**=દેખાવમાં બેડોળ
**વાવેતર**=રોપણી
**પાણીપોચી**=ભેજવાળી; શરદીવાળી
**સોડમ**=વાસ
**તેજદાર**=તેજવાળો; ચળકતો
ચુંટણી=ચુંટવાનું કામ
તાવડો=પેણો
વળી ન જાય=વળ દેવાય નહિ
મસળે=ચોળે
ફાયદાકારક=ગુણકારી
જાગૃત=હોશિયાર
અરબસ્તાન=એ દેશ હિંદુસ્તાનની પશ્ચિમે એશિઆખંડ છે.
છડાને=છોડા કહાડી નાખીને
ચરખો=કપાસમાંથી કપાસીઆ છુટા પાડવાનો સંચો
ચઢિઆતી=સરસ
નુકસાનકારક=નુકસાન કરનાર
કૌવત=બળ; જોર
અનિયમિતપણે=વગર નિયમે
હદ બહાર=જાદે; વધારે
કાળજી=ફીકર

**સવાલ**—ચા એ શું છે? ચા ઘણી ક્યાં પાકે છે? હિંદુસ્તાનમાં ચાનું વાવેતર ક્યાં થાય છે? ચાને કઇ જમીન અનુકૂળ નથી? પાંદડાં ચૂંટી લીધા પછી શું ક્રિયા કરે છે? હિંદુસ્તાનમાં કાફી પહેલવહેલી ક્યાંથી આવી? હાલ હિંદુસ્તાનના કયા ભાગમાં થાય છે? કાફીના ફળપર શું શું ક્રિયા કરે છે ત્યારે તે ઉપયોગમાં આવે છે? ચા અને કાફી ફાયદાકારક છે કે નહિ? જવાબ. ચા ફાયદાકારક નથી કારણ કે ચા ભૂખને મારી નાખે છે અને ઊંઘને ઓછી કરે છે. જે જે માણસો હંમેશા ચા પીએ છે તેઓથી ખોરાક વિશેષ લઇ શકતો નથી માટે તે પીવાની ટેવ કદી પાડવી નહિ.

**પાઠ ૮૬.**

**અમીરી**=મોટો દરજ્જો
**ચિહ્ન**=નિશાની
**નિર્ધન**=પૈસા વગરનો
ઉમદા=કીમતી
ગરમ હવા=ગરમી
ચીન=હિંદુસ્તાનની પૂર્વમાં દેશ છે
અમેરિકા=એ ખંડ છે
મીસર=હિંદુસ્તાનથી વિલાયત જતાં રસ્તામાં એ દેશ આવે છે.

| | | |
|---|---|---|
| કપાસ=રૂનો છોડ | નક્ષત્ર=ઉપગ્રહ | કાલાં=કપાસનાં ફળ |
| પાંખડી=ડાળી | જીંડવાં=ખીલ્યા વગરનાં કાલાં | વીણવો=લણવો |
| કપાસીઆ=કપાસનાં બી | | અંકાય=નક્કી થાય |

**સવાલ**—લુગડાં બનાવવામાં શું શું વપરાય છે? કપાસ કેવા દેશમાં થાય છે, ને કેવા દેશમાં થતો નથી અને નહિ થવાનું કારણ શું? કપાસ ક્યાં ક્યાં પાકે છે? હિંદુસ્તાનમાં ક્યાં ક્યાં પાકે છે? કપાસનાં પાંદડાંનો આકાર કોના જેવો છે? કપાસના ફૂલનો રંગ કેવો હોય છે? કપાસનો પાક કેવી જમીનમાં સારો થાય છે? કપાસનું વાવેતર ક્યારે કરે છે? કપાસને કેટલી વાર લણવો પડે છે? કપાસ લણવાનો સૌથી સારો વખત કયો? રૂનો ભાવ શા ઉપરથી અંકાય છે? કપાસ વીણવાનું કામ બાયડીઓ ને છોકરાંઓ કેમ કરે છે?

| **પાઠ ૮૭.** | ગરમાવો=ગરમી; હૂંફ | હલેસાં=ચાટવા |
|---|---|---|
| ઝાલર=ગળાની નીચે લટકતી ચામડી હોય તે | ભીંગડાં=ખડા પડ | સુકાન=વહાણને ફેરવવાની ગતિ આપનાર યંત્ર |
| નિભાવવો=ટકાવવો | સરકી=લપસી | કણકી=ઝીણા ચોખા |
| | મછવો=નાની હોડી | |

**સવાલ**—માછલીને પાણી બહાર કાઢવાથી તે કેમ મરી જાય છે? માછલાં શા વડે શ્વાસ લે છે? પાણીમાં વા છે કે નહિ તે દાખલો આપી સમજાવો. માછલાંનું લોહી કેવું હોય છે? એને વધારે હવાની જરૂર શા માટે નથી? માછલાનું શરીર લીસું શા માટે બનાવ્યું? માછલાંના શરીરની રચના કહો. માછલાંને દાંત હોય છે કે નહિ અને હોય છે તો તેની સાબીતી શી? માછલી ઘણાં ઇંડાં મૂકે છે છતાં માછલાં કેમ વધી પડતાં નથી?

| પાઠ ૮૮. | કરોડ=બરડાનું હાડકું | કચરવાણુ=ચુરેચુરા |
|---|---|---|
| નાગ=ફેણવાળો સાપ | લોચા=માંસના ગઠ્ઠા | ફેણ=સાપના માથાપરનો પહોળો ભાગ |
| કાંચળી=સાપની ભીંગડાંવાળી પાતળી ચામડી | સંકોચી=નાના કરી | બ્લીચિંગ પાઉડર=ધોવાના કામમાં વપરાતો સફેદભુકો |
| પાંસળી=પાસાપરની હાડકી | ડાચું=જડબું | |
| | ડંખ=ચટકો | |
| | ગળીજાય=ગળે ઉતારી દે | |

**સવાલ**—સાપ કેટલી જાતના છે ? ઝેરી સાપ અને ઝેર વિનાના સાપમાં ફેર શું ? સાપને કેટલા પગ હોય છે ? કોને કોને પગ હોતા નથી ? સાપનું લોહી કેવું હોય છે ? સાપણ ઈંડાં મૂકે છે કે વિઆય છે ? સાપનું ઝેર ઉતારવાનો ઉપાય શો ? કયા ઝેરી સાપોને ફેણ હોતી નથી ? હિંદુસ્તાનની દક્ષિણમાં કેવા સાપ થાય છે અને તેને શું કહે છે ? સાપને જેમ વળવું તેમ શાથી વળી શકે છે ? સાપનું ઝેર લોહીમાં શી રીતે ભળે છે ? સાપ આપણને ઉપયોગી છે કે નહિ ? ચીતલ અને કોઠનો રંગ કેવો હોય છે ? ( જેને કાનને ઠેકાણે કાણાં હોય છે તે ઈંડાં મૂકે છે. )

| પાઠ ૮૯. | કળી | ગુંગળાતી=અકળાતી |
|---|---|---|
| માંસાહારી=માંસ ખાનાર | જીવ હિંસા=હત્યા | લપલપાવી=બહાર કાઢી |
| સેવાળ=લીલ | ગૂમ થવાથી=દેખાતા બંધ થવાથી | ગોળો=પીંડો |
| ટીશી=કુંપળ; પાંતરાંની | | ભવ=અવતાર |

**સવાલ**—દેડકું ઈંડામાંથી નીકળે છે ત્યારે તેને શું શું હોય છે ? તે શું શું ખાય છે ? ગાંઠ કયાં નીકળે છે અને એ ગાંઠોનું શું થાય છે ? દેડકાને કેટલા પગ હોય છે ? આગલે પગે તથા પાછલે કેટકેટલાં આંગળાં હોય છે ? બધું મળી કેટલાં આંગળાં હોય છે ? આગલા ને પાછલા પગમાં ફેર શું ? દેડકું શા વડે શ્વાસ

લે છે ? પાછલા પગ શા માટે લાંબા બનાવ્યા હશે ? એની જીભમાં ને આપણી જીભમાં શું ફેર છે ? દાંત હોય છે કે નહિ ને હોય છે તો ક્યાં હોય છે ? દેડકાં ક્યાં ક્યાં રહે છે ? દેડકો થતાં સુધીમાં તેના ક્યા ક્યા ને કેટલાં રૂપ થાય છે ? દેડકાના પ્રમાણમાં તેને શું શું મોટું છે ?

**પાઠ ૯૦.**

પસારી=પહોળી કરી
વર્ગ=જાત
કરવત=લાકડા વહેરવાનું ઓજાર
દાંતા=કાંગરાવાળી ધાર
ખિડાય=બંધ થાય
રજપુતસ્તાન=ગુજરાતની ઉત્તરમાં પ્રાંત છે
સહ્યાદ્રિ=પશ્ચિમઘાટ
ગોરાડુ=પિળાશ પડતી
લંબગોળ=લાંબો ગોળ
ટપકીદાર=ટપકીવાળું
ફીણ=પરપોટા
પાલા=પાંદડાં
ગળી=એક જાતનું ઝાડ; એમાંથી ગળીનો રંગ બનાવે છે
કઠોળ=દ્વિદળ ધાન્ય
ધાણ વાળે=નાશ કરે; ઉજ્જડ કરે
ઉજ્જડ=વેરાન; ઝાડ-પાન વગરની
હીણભાગી=કમનસીબ
ખરપડી=એ નામનું જીવડું
ભૂખમરો=ભૂખે મરવાનો વખત; કડાકા
અગણિત=ગણાય નહિ એટલા; ઘણાજ
ઉત્તમ=શ્રેષ્ઠ; સૌથી સારા
વળામણનો=વિદાય થતા; હાથીઓ
ઝૂડી ઝૂડીને=મારી મારીને
પુરાં કરવા=જીવ લેવો; મારી નાખવાં
પાથરી=ઢાંકી
ખાળી=અટકાવી
ખાઉધરાં=ભુખાળવાં

**સવાલ**—તીડ ક્યા વર્ગમાં ગણાય છે, અને શા માટે ? તીડના આગલા ને પાછલા ભાગમાં શો ફેર છે ? તેની પાંખની રચના કેવી હોય છે ? તીડનું મોં કેવું હોય છે ? હિંદુસ્તાનમાં તીડ ક્યાં પેદા થાય છે ? તીડ કેવી જગામાં ઇંડાં મૂકે છે ? તીડની માદા ખાડા શાથી ખોદે છે ? તીડના ઇંડાનો રંગ કેવો હોય છે ? દરેક દરમાં કેટલાં ઇંડાં મૂકે છે ? ઇંડાંનું રક્ષણ

શી રીતે કરે છે? તીડ શું શું ખાય છે? તેને શું ઘણું ભાવે છે? તીડ પડે ત્યાં શું થાય? તીડને નુકસાન કરતાં અટકાવવાનો ઉપાય શું? તીડ ઊડતાં થયાં પછી શી રીતે નુકસાન કરતાં અટકાવી શકાય?

| | | |
|---|---|---|
| **પાઠ ૯૧.** | ગએલાં | દવા. એ સ્વાદમાં |
| જઠર=હોજરી; પાચન | ઢળકતાં=ઢાળપડતાં | બહુજ કડવું હોય છે |
| થવા માટે પેટની ડા- | ચટકો=ડંખ | બંધિઆર=વહેતું નહિ તે |
| બી બાજુએ ખોરાક | ચમચમે=ઝમઝમે | લીખો=મચ્છર, જૂ; |
| ભરવાની કોથળી | લાળ=ચીકણું થુંક | માંકડ વગેરેનાં ઇંડાં |
| સૂક્ષ્મદર્શક=ઝીણી વસ્તુ | તંદુરસ્ત=આરોગ્ય | ચોરસફુટ=૧૪૪ ચોરસ |
| મોટી દેખાડનાર | અટકાવ=રોકાણ | ઈંચ; એક ફુટ પહોળું |
| ભાગ=અવયવ | બિછાનું=પથારી | ને એક ફુટ લાંબું |
| કદ=માપ | મચ્છરદાની=મચ્છર અ- | કેરોસીન=ગાસતેલ; વાદ- |
| ઘાટ=આકાર | ટકાવવા માટે જાળીદાર | ળી રંગનું પાતળું તેલ |
| પાસાદાર=પાસાવાળી | લુગડાની બનાવેલી તે | રૂ ધાઇ=ધું ગળાઇ |
| પોલી=પોકળ | કિવનીન=સિંકોનાના | ડામર=ખનીજટાર |
| ઇંયળ=યેળ | ઝાડમાંથી ઉત્પન્ન થતું | લોબાન=એક જાતનો |
| ખુંપા=કમરમાંથી વળી | સત્વ; તાવ કાઢવાની | ગુંદર |

**સવાલ**—મચ્છર કયા વર્ગનું પ્રાણી છે અને શા માટે? મચ્છરને સૂક્ષ્મદર્શક યંત્રથી જોઇને તેના શરીરની રચના કહો. મચ્છરના કેટલા વર્ગ પાડી શકાય અને તે કયા કયા? ઝેરી અને ઝેર વિનાના મચ્છર ઓળખવાની નિશાની શું? ઝેરી મચ્છર કરડે તેથી તાવ શી રીતે લાગુ પડે છે તે સમજાવો. ઝેરી મચ્છર તાવનું ઝેર શી રીતે ફેલાવે છે? તે અટકાવવાનો ઉપાય શો? ઝેરી તાવની ઉત્તમ દવા કઇ છે? મચ્છર કેવી જગામાં ઇંડાં મૂકે છે? મચ્છરનાં ઇંડાં

અટકાવવાનો ઉપાય કહો. મચ્છરનો નાશ કરવાનો ઉપાય બતાવો.

| | | |
|---|---|---|
| **પાઠ ૯૨.** | અત્યંત=ઘણું | અંબાડી=હાથી ઉપર બેસવાનું આસન |
| શ્રીમંત=પૈસાદાર | લપેટી=વિંટાળી | ચગદી=કચડી |
| રસાલો=ખટલો; ઘોડા લશ્કર વગેરે | ડોલ=આંકડીવાળું પાણી કાઢવાનું વાસણ | શાંત=ધીરજવાળું |
| ભટ=બ્રાહ્મણની અટક | દદુડી=નાની ધાર | સમજદાર=સમજવાળું |
| દૈત્ય=રાક્ષસ | ટેરવું=આગલો ભાગ | કદાવર=કદમાં મોટું |
| માવત=હાથીનો હાંકનાર | પુષ્ટ=જાડા; ભરાઉ | |

**સવાલ**—શિવાજીરાવ કોણ? મહેમદાવાદ ક્યાં છે અને શું છે? એ કોણે વસાવ્યું હતું? હાથીના શરીરની રચના સમજાવો. તેના દરેક ભાગનો ઉપયોગ કહો. હાથીને સૂંઢ શું શું કામમાં આવે છે? હાથીદાંતનો ઉપયોગ બોલો. હાથીનો ઉપયોગ કહો. હાથીના ગુણ ગણાવો. હાથી વિષે કહેવતો કહો.

| | | |
|---|---|---|
| **પાઠ ૯૩.** | તલપ=ફલંગ; ઝડપ | રંગભેદ=રંગમાં તફાવત |
| સંબંધ=વળગણ | સબળ=જોરાવર | પરિપક્વ=પુરેપુરૂં પાકેલું |
| સોથાં=જડિયાં; મૂળના રેસા; ઠુંઠા | ફાળ=કુદકો | હેતુ=મતલબ; કારણ |
| | ગોઠવ્યાં=પૂર્યાં; કબજે કર્યાં | ચકચકિત=ચકચકતા |
| બેમાલમ=જણાય નહિ એવી રીતે | ફરક=ફેર; તફાવત | |
| | પલટાય=બદલાય | |

**સવાલ**—પ્રાણી ને વનસ્પતિના રંગ જુદા જુદા હોવાનું કારણ શું? કેટલાક પ્રાણીના શરીરના રંગનો સંબંધ બતાવો. પ્રાણીનો રંગ તેમની આસપાસના પદાર્થોના રંગને મળતો આવે છે તેનાં મુખ્ય કેટલાં અને ક્યાં ક્યાં કારણો છે તે દાખલો આપી સમજાવો. જંગલી પ્રાણી ને પાળેલાં પ્રાણીના રંગમાં ફેર હોવાનું કારણ શું? ફૂલનો

રંગ ભભકાદાર શા માટે બનાવ્યો હશે? ફૂલનો રંગ શુશોભિત શા કારણથી બનાવ્યો હશે?

| | | |
|---|---|---|
| પાઠ ૯૪. | પાણી જવા માટે કુપ- | સ્નાયુ=જે તંતુ વડે હાડકાં |
| ગલીઓ=સાંકડી શેરીઓ | રથી બંધ કરેલો રસ્તો | ને માંસના રેસા વળ- |
| હૃદય=લોહીની ટાંકી | ક્ષીણ થવું=કમજોર થવું | ગેલા રહે છે તે |
| ધોરી નસ=મોટી નસ | શિરા=નસ | ધબકારો=ધબધબનો |
| મોરી=નીક; નાની ગટર | રેંટમાળ=પાણી કાઢવાનું | અવાજ |
| ગરનાળું=મોટી ગટર; | ઢોચકાવાળું ચક્કર | ટકોરા=ધબકારા |

**સવાલ**—હૃદય કોના જેવું છે? એનું કદ કેવડું છે? એ શેનું બનેલું છે? એને કેટલાં ખાનાં હોય છે? હૃદય ક્યાં આગળ છે? હૃદયનો ને પાણીની ટાંકીનો મુકાબલો કરો. ગંદુ પાણી કેવી રીતે નદી કે દરીઆમાં જાય છે તે સમજાવો. ગંદુ પાણી વહેવાની સાથે અસ્વચ્છ લોહી વહેવાનો મુકાબલો કરો. અસ્વચ્છ લોહીનો રંગ કેવો હોય છે? અસ્વચ્છ લોહી સ્વચ્છ શા રીતે થાય છે તે સમજાવો. છાતીમાં અને હાથના કાંડાપર ધબકારા શાથી થાય છે? તંદુરસ્ત માણસની અને બાળકની નાડી એક મિનિટમાં કેટલા ધબકારા કરે છે તે ગણીને કહો. હૃદયનું ચિત્ર કાઢી બતાવો અને તે સમજાવો.

| | | |
|---|---|---|
| પાઠ ૯૫. | પેજવાળાં=કાંજીવાળા | સમાર=દુરસ્ત |
| શ્વાસ=દમ લેવો | તૈલી=તેલવાળા | વીલરીને=પીગળીને; |
| મૂત્ર=મૂતર | ચરબી=ચામડીની અંદર | ઓગળીને |
| વાટે=રસ્તે | ઠરેલો ચીકણો પદાર્થ | ફેફસાં=છાતી માંહેલી જે |
| ઘટ=ખોટ | સૂક્ષ્મ=ઝીણું | ઇંદ્રિયવડે શ્વાસ લેવાય |
| કાઠું=શરીરનો બાંધો | ક્ષાર=ખાર | ને બહાર કઢાયછે તે |

| | | |
|---|---|---|
| બ્લોટીંગ(?) શાહીચૂસ કાગળ=બ્લોટિંગ પેપર | ભાગ. એ જઠરની નીચે ડાબીબાજુ પર છે | શેષ=બાકી |
| | | મલ=મેલ; વિષ્ટા |
| આંતરડું=ગુંચળું વળેલા દોરડા જેવો પેટનો | કાળજું=છાતીને જમણે પાસે જે પિત્તાશય છે તે | તત્ત્વ=સાર |

**સવાલ**—આપણને ખોરાકની જરૂર ને વરાળયંત્રને કોયલાની જરૂર શા માટે છે તે સમજાવો. ત્રસારો કયે કયે રસ્તે બહાર નીકળે છે? જો આપણે ખાઇએ નહિ તો શું થાય? નાના બાળકોને વધારે વાર શા માટે ખાવું પડે છે? ખોરાકના મુખ્ય કેટલા ને કયા કયા ઉપયોગ છે? ખોરાકના પદાર્થના કેટલા વર્ગ પાડી શકાય અને તે કયા કયા અને તે દરેક શું કામ કરે છે? ખોરાક ચાવીએ છીએ ત્યારે મોઢામાંથી જે થુંક છૂટે તેનું નામ શું? મોંમાં મૂકેલો કોળીઓ જઠરમાં શી રીતે જાય છે તે સમજાવો. જઠર શેનું બનેલું છે? જઠરમાંથી રસ નીકળે છે તે શેમાં મળી જાય છે? જઠરને ફરતી, નાની નસો કોના જેવી છે? જઠરમાં પાચન થયા વગરનો જે ખોરાક હોય તે કયાં જાય છે અને ત્યાં તેને શું મળે છે? પિત્તની મદદથી કયા પદાર્થો પચી જાય છે? જઠરની નીચે શું હોય છે? તેમાંથી જે રસ નીકળે છે તે શું કામ કરે? મલ રૂપે કયો ભાગ બહાર નીકળી જાય છે? લોહી શું કામ કરે છે? મોંમાં મૂકેલા ખોરાકનું લોહી થતાં સુધીનું પુરેપુરૂં વર્ણન કરો. જઠર, કાળજું અને આંતરડાનું ક્રોઇંગ પાડો અને સમજાવો.

| | | |
|---|---|---|
| **પાઠ ૯૬.** | કુજ્જે=ભોજવો | વહેવડાવનાર |
| નિભાવવાને=ટકાવાને; કાયમ રાખવાને | વિટાળ્યું=લપેટયું | ધાસ્તી=બીક; ભય |
| | ધ્રુજારી=કંપારી | છિદ્રાળુ=કાણાંવાળુ |
| નિરોગી=તંદુરસ્ત | મંદવાહક=ગરમી ધીમે | મેળાપ=સમાગમ; સંયોગ |

જમાવ=એકઠું થવું છે | શોષણ=ચૂસી લેવું તે

**સવાલ**—માણસને ખોરાકની જરૂર શા માટે છે? માણસના શરીરમાં ગરમીનું માપ કેવું હોય છે? વસ્ત્રની જરૂર શા માટે છે? ઊનના લુગડાંથી ટાઢ કેમ વાતી નથી તે સમજાવો ઊનમાં કેવો ગુણ છે? શરીરમાં અગત્યના ભાગ કયા કયા છે ને શા માટે? પરસેવો થાય છે તેથી શું થાય છે? ઊનના લુગડામાં કેવો ગુણ છે કે પરસેવો ચૂસી લે છે? સુતરાઉ લુગડામાં એવો ગુણ છે કે નહિ? સુતર ને ઊનનો મુકાબલો કરો ઊનના લુગડાં કેમ જલદી મેલાં થાય છે? ઉનાળાની ઋતુમાં શેનાં કપડાં પહેરવાં? ઉનાળામાં સફેદ વસ્ત્ર પહેરવાથી શો ફાયદો?

**પાઠ ૯૭.**

સાડી=બૈરાંને પહેરવાનું રેશમી લુગડું
સાલ્લો=બૈરાંને પહેરવાનું સુતરાઉ લુગડું
ખાદી=એક જાતનું જાડું દેશી લુગડું; દોટી
લોઢવો=કપાસમાંથી રૂ અને કપાસીઆ જુદા પાડવા; ચરખામાં પીલવો
જીન=કપાસ લોઢવાનો સંચો
લાટ=કપાસ પીલવાની ચરખાની ધરી
કાંતવું=લાંબા દોરા કાઢવા
પીજણ=પીંજરાનું ઓજાર
તાંત=બકરાના આંતરડાની દોરી
તંગ=સખત
ગોટીલો=પીંજરાનુ લાકડાનું ઓજાર એનો આકાર ડમ્બેલ્સ જેવો હોય છે પણ છેડા ગોળાકાર હોય છે
ગાભલું=પીંજેલા રૂનો ગોટો
કસ્તર=ઝીણો કચરો
રેંટીઓ=સુતર કાંતવાનું સાદુ યંત્ર
સાળ=લુગડાં વણવાનો સાંચો
ખરછટ=ખરબચડું
લાગ=દાવ; વખત; પ્રસંગ
પીંજારા=રૂને સાફ કરનારા

**સવાલ—રૂ શું છે? રૂ કયાંથી આવે છે? તે શા કામમાં આવે છે?**

કપાસ લોઢવાના જીન મુંબઈ ઇલાકામાં કયાં કયાં છે? જીનમાં કેટલા લાટો હોય છે, અને તે શેની હોય છે? રૂને પીંજવાની રીત કહો. કાપડ વણવાના સંચા મુંબઈ ઇલાકામાં કયાં કયાં છે? સાડી સાલ્લા, ખંડ, ધોતીઆં, ખાદી કોણ વણે છે ને કેવી રીતે વણે છે? સંચા શેના બનાવે છે અને તે શાથી ચાલે છે? હાથે ચલાવવાના સંચા શાના બનાવે છે? રૂમાંથી કાપડ થતાં સુધીની હકીકત કહો.

પાઠ ૯૮.

રેશમ=હીર

જાળું=ફાંદો

કોશેટો=રેશમના કીડાએ તાંતણા વડે ખારેક જેવું બનાવેલું ઘર

ગોટી=ગોળ દડો

ઇરાન=હિંદુસ્તાનના વાયવ્ય કોણમાં દેશ

કંકડી=દડી

શેતુર=એક જાતનું ઝાડ

કસબ=સોનેરી રૂપેરી તાર

**સવાલ**—રેશમ કોણ બનાવે છે? એ કીડો શું ખાઇને જીવે છે? કોશેટામાંથી રેશમ કાઢવાની રીત બોલો. રેશમ કયાંથી આવે છે? કયા કયા શહેરમાં રેશમ ખપે છે? રેશમનો વણાટ કયા કયા શહેરમાં ચાલે છે? રેશમ પર રંગ ચઢી શકે છે કે નહિ? દેશી રંગ ચઢાવવાથી શું ફાયદો? વિલાયતી રંગથી શું નુકસાન? રેશમી કાપડ આપણા દેશમાં સંચામાં વણાય છે? સંચામાં કયાં વણાય છે? રેશમી લુગડાંથી શો ફાયદો? ગરીબ લોકો એનો ઉપયોગ કેમ કરી શકતા નથી? રાંધનાર બાઇ રસોઈ કરતી વખત રેશમી લુગડું શા માટે પહેરે છે?

પાઠ ૯૯.

કોલુ=શેરડી પીલવાનો સંચો; કોલ

છારી=પડ; પોપડી

તરી=ઉપર આવી

ધાડો=જાડો

રસી=રસના જે ભાગની ખાંડ ન બની શકે તે [ભાગ

લીલ=સેવાળ

ઉઝરડી=ઉખેડી; ખોતરી

ચાસણી કરવી=ખાંડને પાણીમાં નાખી ઉકાળી માંહેથી તાર નીકળે એવી ઘટ કરવી

આયાત=બહાર ગામથી માલનું આવવું

ચોવડાં=ચારવડાં; ચાર પડવાળાં

**સવાલ**—વસાઇ તાલુકાની ખાંડ બનાવવાની હકીકત કહો. કોલ્હાપુરમાં ખાંડ શી રીતે બનાવે છે? કોલ્હાપુરની ખાંડ રાતી કેમ હોય છે? ગોળ બનાવવાની રીત કહો. ખાંડ તથા ગોળનો ઉપયોગ કહો. પરદેશી ખાંડ ઉજળી આવવાનું કારણ શું? પરદેશી ખાંડ બનાવવાની રીત કહો. ખાંડ કઇ કઇ વસ્તુમાંથી બને છે?

## મુંબઈ ઇલાકાની ભૂતળ.

### ગુજરાત પ્રાંતની ભૂતળ

ગુજરાત પ્રાંતના ખંભાતના અખાતથી કુદરતી બે ભાગ થાય છે, ખંભાતનો અખાત ખંભાતના નવાબ સાહેબના રાજ સુધી ગએલો છે. ખંભાતના અખાતની પશ્ચિમમાં જે મોટો મુલક આવેલો છે, તેને કાઠિઆવાડનો દીપકલ્પ કહે છે; એને દીપકલ્પ કહેવાનું કારણ એ કે એની ત્રણ બાજુએ પાણી છે, અને એક બાજુએ જમીન છે. એની દક્ષિણમાં, પશ્ચિમમાં અને પૂર્વ તથા ઉત્તરના થોડા ભાગમાં દરીઓ છે, અને કાઠિઆવાડના માત્ર ઇશાન કોણમાંજ જમીન છે. ખંભાતના અખાતની ઉત્તરમાં અને પૂર્વમાં આવેલો બીજો ભાગ છે. એ બીજો ભાગ અસલમાં ગુજરાત કહેવાતો હતો. એ ભાગની જમીન ઘણી ખરી સપાટ છે. પણ દરીઆ કિનારાની દમણથી તે ખંભાત સુધી જમીન નિચાણમાં આવેલી છે. માટેજ પૂર્વમાંથી નીકળનારી દમણગંગા, પાર, અંબિકા, પૂર્ણા, તાપી, કીમ, નર્મદા, (રેવાજી) ઢાઢર મહી વગેરે નદીઓ પશ્ચિમ તરફની નિચાણ જમીનમાં વહે છે. સાબરમતી ઇશાનમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેમજ બનાસ અને સરસ્વતી ઇશાન કોણમાંથી વહી કચ્છના રણમાં સમાઇ જાય છે. એ ઉપરથી જણાય છે કે ગુજરાતની પૂર્વ તથા ઇશાન કોણ તરફની જમીન ઉંચી છે.

કારણ કે એ બાજુએ ડુંગરા આવેલા છે. વાંસદા અને ધરમપોરની પૂર્વમાં સહ્યાદ્રિના ડુંગરા આવેલા છે. રેવાકાંઠા એજન્સિમાં રાજપીપળાના ડુંગરા આવેલા છે. પંચમહાલમાં પણ ડુંગરા આવેલા છે તેમાં સૌથી મોટો પાવાગઢ છે, એના ઉપર કાળકા માતાનું દહેરૂં છે. મહીકાંઠા એજન્સિની પૂર્વમાં તથા ઉત્તરમાં પણ ડુંગરા આવેલા છે. ગુજરાતની ઉત્તરમાં આબુ મોટો પર્વત છે.

પાલણપુર એજન્સિની પશ્ચિમમાં તેમજ કડી પ્રાંતની પશ્ચિમમાં કચ્છનું રણ છે, માટેજ તે બાજુની જમીન નીચી ને રેતાળ છે, તેથી ત્યાં તાપ અને ટાઢ વધારે પડે છે. રેતાળ જમીનમાં ઝાડ ઊગતાં નથી, ને ઉનાળામાં પાણીની આપદા પડે છે, એવા રણના મુલકમાં સાંઢણી પર બેસી મુસાફરી કરાય છે.

ગુજરાતનો મધ્ય ભાગ જેને ચરોતર (સારી જમીન) કહે છે. તેમાં ખેડા જિલ્લો, ગાયકવાડનો વડોદરા પ્રાંત અને મહી નદી આવેલી છે. એ ચરોતરની જમીન નદીના બાઠા જેવી રસાળ છે. તેથી પાક સારો થાય છે. તમાકુ, બાજરી પાકે છે, તેમજ રાયણ, મહુડાં અને આંબાના ઝાડ ઘણાં ઊગે છે. ઘાસ ચારો ઘણો સારો થાય છે. તેથીજ ચરોતરથી પરદેશ ખાતે ઘી ઘણું જાય છે.

પંચમહાલમાં ડુંગર ને જંગલ ઘણાં છે; તેથી ત્યાંની હવા સારી નથી, તાપ અને ટાઢ વિશેષ પડતાં નથી. જંગલ હોવાને લીધે ઇમારતી લાકડાં ઘણાં થાય છે, પંચમહાલમાં મકાઇ ઘણી પાકે છે.

ભરૂચ જિલ્લાની જમીન સપાટ છે. ઝાડો ઘણાં થતાં નથી, એ જિલ્લાના પૂર્વ ભાગને કાનમ કહે છે, ત્યાં કપાસ ઘણો સારો પાકે છે. એ જિલ્લાની જમીન કાળી છે. કાળી જમીન કપાસને બહુ માફક આવે છે. નર્મદા નદીના બેટમાં તમાકુ ઘણા સારો થાય છે. માંડવી

તાલુકો, સુરત એજન્સિનાં વાંસદા, ડાંગ, ધરમપોરના રાજ્યની જમીન ડુંગરવાળી ને જંગલવાળી છે, તેથી ત્યાંની હવા શરદીવાળી અને પાણી પાલીઆં છે. એમાં રાની (જંગલી) લોકો રહે છે, જંગલમાં લાકડાં ઘણાં થાય છે.

સમુદ્ર કિનારાની હવા સુકી અને સારી ગણાય છે, માટે ઉનાળામાં ઘણા લોકો હવા ખાવા તથા માંદા માણસો પાણી ફેર માટે જાય છે. સમુદ્ર કિનારાની પાસેનાં ગામમાં તાપ અને ટાઢ સરખાં પડે છે, અને વરસાદ ઘણો પડે છે.

સુરત જિલ્લામાં ખાડી ઘણી છે. ઓરપાડ તાલુકાની જમીન ભરુચ જિલ્લા જેવી સપાટ છે, અને ઝાઝાં ઝાડ નથી. માંડવી તાલુકો, વાલોડ, ચીખલી અને ઓરપાડ તાલુકાના પૂર્વ ભાગમાં જંગલ ને ડુંગરા છે. વલસાડ તાલુકામાં પારનેરાનો ડુંગર સૌથી ઉંચો છે. પૂર્વ તરફના ભાગોમાં ડાંગર થાય છે, અને બાકીના ભાગમાં તુવેર, બાજરી અને કપાસ થાય છે. ગણદેવી પરગણામાં શેરડી થાય છે, તેથી ત્યાંનો ગોળ વખણાય છે. ઓરપાડ તાલુકામાં તથા હાંસોટમાં ઘઉં સારા પાકે છે.

સુરત જિલ્લો, ભરુચ જિલ્લો, વડોદરા પ્રાંત, ખેડા જિલ્લો, અમદાવાદ જિલ્લો અને કાઠિઆવાડમાં ઘણે ઠેકાણે કપાસ પાકે છે. એનું રૂ મીલોમાં કાપડ વણાવવા માટે મુંબઈ જાય છે.

અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, ધંધુકા તાલુકાનો પૂર્વ ભાગ અને કાઠિઆવાડનો કેટલોક ભાગ જેને ભાલ કહે છે, તેમાં ઘઉં તથા કપાસ સારા પાકે છે, કપાસનું રૂ ઘણું ધોલેરા બંદરથી વહાણ મારફતે મુંબઈ જાય છે.

પહેલો ભાગ જે કાઠિઆવાડ નામથી ઓળખાય છે. તેને અસલ સૌરાષ્ટ્ર કહેતા હતા. કાઠિઆવાડ એજન્સિમાં ઘણા ડુંગરો છે. કાઠિઆવાડના મધ્ય ભાગમાં ચોટીલા વગેરે ડુંગરાની હારો છે, વળી જુનાગઢ પાસે ગીરનારનો ડુંગર સૌથી મોટો છે. પાલિતાણા પાસે શેત્રુંજે ડુંગર છે, ત્યાં શ્રાવક લોકો જાત્રા કરવા કરવા જાય છે. ડુંગરને લીધે પથરા ઘણા નીકળે છે. કાઠિઆવાડમાં મુખ્ય પાક કપાસ, બાજરી ડાંગર, તમાકુ, જુવાર, તલ અને શેરડી થાય છે. કાઠિઆવાડના લોકો આપણા કરતાં ઉંચા અને શરીરે જોરાવર હોય છે. કાઠિઆવાડની દરીઆ કિનારાની જમીન નિચાણમાં છે, અને વચલો ભાગ ઉંચાણુ છે. તેથીજ એમાં મોટી નદી નથી. મોટી નદી ભાદર છે, તે ચોટીલાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે. જામનગર (નવાનગર) ની ઉત્તરમાં કચ્છના અખાતમાંથી મોતી નીકળે છે. કાઠિઆવાડના કાંઠાપર ભાવનગર, મહુવા, જાફરાબાદ, દીવ, વેરાવળ, માંગરોળ, નવીબંદર, પોરબંદર (સુદામાપુરી) દ્વારકા, નવાનગર, (જામનગર) જોડીઆ એ બંદરો છે. એ બંદરોથી વહાણ મારફતે ઘણો માલ ભરૂચ, સુરત, વલસાડ, મુંબઇ વગેરે બંદરે જાય છે, કાઠિઆવાડના વવાણીઆ બંદરેથી કચ્છમાં જવાય છે.

### મહારાષ્ટ્ર તથા દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતની ભૂતળ.

મહારાષ્ટ્રમાં વચ્ચે સહ્યાદ્રિ પર્વત આવવાથી કુદરતી બે ભાગ થાય છે, (૧) દક્ષિણ (૨) કોંકણ. દક્ષિણમાં મોટી નદીઓ છે. તેથી નદીઓના કાંઠાની ભૂમિ રસાળ છે, તે હવા ભેજ વગરની છે, એનો ઉત્તર અને પશ્ચિમ ભાગ ઉંચો છે, કારણ ઉત્તરમાં સાતપુડા પર્વત અને પશ્ચિમમાં સહ્યાદ્રિ પર્વત આવેલો છે. મુખ્ય પેદાશ અનાજ, રૂ, શણ, શેરડી, તમાકુ, ઇમારતી લાકડાં મધ, મહુડા, લાખ, સુરોખાર.

સહ્યાદ્રિ પર્વતમાંથી લોઢું જડે છે, અને જત સંસ્થાનમાંથી ગાળવાની કુલ્લી બનાવવાની માટી નીકળે છે. કોંકણનો પૂર્વ ભાગ ઉંચો છે. કારણકે સહ્યાદ્રિ પર્વત આવેલો છે, તેથી કોંકણનો ઢાળ પશ્ચિમ દિશાનો છે. ડાંગર પાકે એવી રસાળ જમીન છે, અને નાળિએરની વાડીઓ ઘણી છે. આખો કોંકણ પ્રાંત ખરબચડો ને વિકટ છે, ત્યાંની હવા ભેજવાળી છે. તેથી ઝાડ ઘણાં ઉગે છે, કોઇ કોઇ ઠેકાણે સાગ થાય છે મુખ્ય પેદાશ ચોખા, નાગલી, નાળિએર, મીઠું, ને ઇમારતી લાકડાં વગેરેની છે.

## કચ્છ પ્રાંતની ભૂતળ.

મધ્ય ભાગમાં ડુંગરાની ત્રણ મોટી હારો છે, ઉત્તરધાર, મધ્યધાર અને ધીણોધાર (ચાડવા) એ ડુંગરો પૂર્વ પશ્ચિમ દિશામાં પડેલા છે. કચ્છમાં સૌથી ઉંચામાં ઉંચું શિખર કાળો છે. કચ્છમાં મોટી એકે નદી નથી. પણ નાગમતી, રૂકમાવતી કચ્છના અખાતને મળે છે, અને ખરી ઉત્તરના રણમાં સમાઇ જાય છે મુખ્ય પેદાશ અનાજ, તેલીબીઆં ઊન, મીઠું, ઢોર વગેરેની છે, કચ્છ પ્રાંતમાં સુરોખાર, ફટકડી ને કોયલાની ખાણો છે. કચ્છી ઘોડા વખણાય છે.

## સિંધ પ્રાંતની ભૂતળ.

સિંધુ નદીને કાંઠે વસનારા લોકોને સિંધી કહે છે, અને તેમના મુલકને સિંધ કહે છે. સિંધ પ્રાંતનો ઢળ ઇશાન કોણથી નૈર્ઋત્ય કોણ તરફનો છે. સિંધુ નદીનું મૂળ હિમાલયમાં છે, તેથી સિંધુ નદીમાં ઉનાળામાં અને ચોમાસામાં બે વાર રેલ આવે છે. કારણ કે ચોમાસામાં હિમાલય પર પુષ્કળ વરસાદ વરસે છે તેથી, અને ઉનાળામાં હિમાલય ઉપરનો બરફ઼ ઓગળે છે તેથી. એ રેલથી તેમજ સિંધુમાંથી નહેરો કાઢેલી છે તેથી ખેતીવાડીનું કામ ચાલે છે. સિંધ

# અઘરા શબ્દો તથા જોડાક્ષર.

| | | | |
|---|---|---|---|
| એડવર્ડ | શુદ્ધ | શબ્દ | ધન્ય |
| વિક્ટોરિયા | લશ્કર | ચેત્યો | રામચંદ્રજી |
| સ્વર્ગવાસ | ધર્મ | મ્યાન | નિશ્ચય |
| એલેક્ઝાંડ્રા | સંપ્રદાય | નમ્રતા | નક્કી |
| લગ્ન | હિંદુસ્તાન | વિશ્વાસઘાતી | કહ્યું |
| પ્રિન્સ | પરમેશ્વર | સૂર્યવંશી | પૂર્ણ |
| આલ્બર્ટ | પ્રાર્થના | પ્રખ્યાત | આશીર્વાદ |
| ઉત્તમ | ઉત્તરે | ઇસ્વીસન | કૃપા |
| વિદ્યાભ્યાસ | રજપુતસ્તાન | અવતર્યો | આગ્રહ |
| પુસ્તકો | શત્રુ | ધાસ્તી | લક્ષ્મણ |
| અભ્યાસ | આશ્રય | ધક્કો | અવસ્થા |
| સભ્યતા | યુક્તિ | સુમિત્રા | કિલ્લા |
| વર્તતાં | ધર્મશાળા | શ્રમ | મૂર્છા |

પ્રાંતમાં વરસાદ બહુજ ઓછો આવે છે, એટલે માત્ર ૨ થી ૧૦ ઇંચ સુધીજ વરસે છે. એનો પશ્ચિમ ભાગ ઉંચો છે. કારણ કે હાલા પર્વત આવેલો છે. પુર્વ ભાગ રેતાળ છે. કારણ કે તેમાં થરપારકરનું મોટું રણ છે. ઉનાળામાં એ રણમાં પાણીની ઘણી આપદા પડે છે. દક્ષિણ ભાગ ખારવાળો છે ને ત્યાંની હવા રોગિષ્ઠ છે. માત્ર સિંધુ નદીના કાંઠાનો ભાગજ રસાળ છે. મુખ્ય પેદાશ ડાંગર, બાજરી, ઘઉં, મગ, જવ, રૂ ને તેલીબીઆં વગેરેની છે.

| | | | |
|---|---|---|---|
| બુદ્ધિ | સજ્જન | જન્મભૂમિ | વસિષ્ઠ |
| નીવડ્યા | સ્વામિભક્ત | છેલ્લી | ઋષિ |
| શક્તિ | વિશ્વ | પ્યાલા | તિરસ્કાર |
| ઉત્પન્ન | ગુપ્ત | દિલ્હી | અધર્મ |
| ઉદ્યમો | ઉતર્યો | આદરસત્કાર | બેશુદ્ધ |
| ઉત્તેજન | ઝબ્બો | વીત્યા | ડાક્તર |
| પદાર્થો | ગૃહસ્થાઇ | ચપ્પુ | બ્રહ્માંડ |
| શ્રેષ્ઠ | ખુલ્લું | ખસ્યું | સમર્થ |
| એન્જિન | ચિઠ્ઠી | ભસ્યું | સર્વશક્તિ |
| પુષ્ટિ | પર્યંત | વિખ્યાત | સર્વવ્યાપી |
| ન્યાયી | અસંખ્ય | સર્વજ્ઞ | સમુદ્ર |
| વિરૂદ્ધ | પૃથ્વી | આરોગ્ય | નિર્માણ |
| પ્રમાણિક | વૃષ્ટિ | બર્કન | લાધ્યું |
| સોંપ્યો | પ્રાણી | આયર્લાંડ | પારખ્યું |
| ચોકખો | વનસ્પતિ | કસાન | માર્ગ |
| સંગ્રહ | ચમત્કારી | કીર્તિસ્તંભ | કરડયાં |
| ધર્મિષ્ઠ | અન્ન | મિસ્તરી | ચિત્ત |
| પત્થર | સ્વભાવશ | નિર્ભય | વર્તમાનપત્ર |
| અશક્ય | સ્વપ્ન | સ્થાનક | વ્યવસ્થા |
| નિત્ય | વ્યાજ | સ્વચ્છતા | કલ્યાણ |
| સ્વપ્નું | ખિન્ન | વૃદ્ધ | રેડયું |
| સત્તા | સદ્બુદ્ધિ | ગુમાસ્તો | બંધુધર્મ |

| | | | |
|---|---|---|---|
| મૂર્ખ | અમૂલ્ય | મશ્કરી | ચિત્રશાળા |
| સ્વામીજી | સસ્તાં | દુર્ગુણ | વર્ગ |
| સ્થિર | ઈંગ્લાંડ | વિક્રમાજીત | પ્રાણજીવન |
| ચર્ચા | અંગ્રેજી | પન્ના | ત્રિભુવન |
| મહોલ્લા | પત્ની | ગુસ્સો | રૂસ્તમજી |
| શ્રોતા | ડેન્માર્ક | નિર્દોષ | દસ્તાવેજ |
| જ્યોર્જ | હૃદય | સ્વભાવ | પ્રસન્ન |
| વેલ્સ | પીગળ્યું | જન્માષ્ટમી | તૃપ્તિ |
| જર્મન | વર્ણન | પરાક્રમ | આર્થર |
| કલ્પાંત | કલ્પ્યો | ધાસ્તી | ડ્યુક |
| સાર્થક | ધ્યાન | જન્મ્યાં | કર્નલ |
| સર્વસ્વ | અભિપ્રાય | પ્રતાપ | સત્ય |
| પન્ના | સુધર્યો | ગ્રંથકાર | શિષ્યો |
| પોર્ટુગાલ | સંન્યાસી | વિચાર્યું | પ્રશ્ન |
| યુક્તિ | પ્રવાસ | દુશ્મન | પ્રધાન |
| ગૃહસ્થ | સંધ્યાકાળ | ઉશ્કેરાઈ | પિત્તળ |
| વ્યાઘ્રચર્મ | સ્વતંત્ર | મધ્યમ | વાસ્તે |
| બળાત્કાર | રણસંગ્રામ | જવલ્લે | તત્કાળ |
| સ્વર્ગ | ઉદ્ધત | સજ્જડ | વસ્તી |
| ઇંદ્ર | પ્રતિબિંબ | સ્થળે | સુન્ની |
| બ્રહ્મર્ષિ | ઠોકર્યાં | હુન્નર | બ્રાહ્મણ |
| રાજર્ષિ | ખખડાવ્યાં | વિદ્યા | ક્ષત્રિય |
| ચંદ્ર | જાગૃતિ | તંદુરસ્તી | વૈશ્ય |

| | | | |
|---|---|---|---|
| નિર્મળ | પ્રૂજતા | સ્વચ્છ | શુદ્ર |
| અરૂંધતી | અણીશુદ્ધ | સિદ્ધિ | વિઘ્ન |
| પ્રદેશ | સંભળાવ્યું | વર્ણું | ફ્રાંસ |
| વિચિત્ર | શ્રમ | કસ્તી | લેસેપ્સ |
| મૃગજળ | તસ્દી | કન્યા | ખ્યાલ |
| દુર્દાંત | દુર્ગંધ | પુનર્લગ્ન | વિલ્બરફોર્સ |
| વિચાર્યું | શ્રાવક | ભક્કર | ચિત્ર |
| આંતર્યો | પરધર્મ | વિશ્વામિત્રે | પ્રતિદિન |
| પીસ્યાં | સ્ટેશન | અયોધ્યા | વિસ્તારી |
| ગર્જના | ચિત્રકૂટ | કાન્યકુબ્જ | પત્ર |
| મુર્ખાઈ | વિસ્મય | દર્શન | જુદ્ધ |
| જન્મારા | નિર્જીવ | વસિષ્ઠ | શેતરંજ |
| પ્રવીણ | સ્વાર્થ | પ્રાસદ્ધ | બુદ્ધિશાળી |
| પરાક્રમી | પ્રીતિ | પોર્ટુગીઝ | પ્રવીણ |
| પરદુ:ખભંજન | પ્રતિજ્ઞા | આગ્રે | નિષ્ઠા |
| શ્લોક | ભીષ્મ | સિત્તેર | હસ્તક |
| સ્મરણશક્તિ | સત્યભામા | અગ્નિનૌકા | વિસ્તાર |
| વિદ્વાન | મત્સ્યગંધા | સર્વત્ર | પૂજ્ય |
| સ્તબ્ધ | ઉત્કંઠા | સ્થાપન | શ્રીકૃષ્ણ |
| પ્રપંચ | શ્વાસ | પત્તા | દ્વારકા |
| અચ્છેર | અફગાનિસ્તાન | તીર્થ | મૌર્ય |
| વૈદકશાસ્ત્ર | ઇસ્લામી | ચિરંજીવી | પાટલિપુત્ર |
| અમૃત | દ્રવ્ય | પ્રિયભાઈ | ચંદ્રગુપ્ત |

| | | | |
|---|---|---|---|
| લલ્લુ | રત્નો | સૌભાગ્ય | સુદર્શન |
| અલ્યા | નૃત્ય | પત્તો | સ્થાપ્યા |
| ભઠી | જાત્રાળુ | જિલ્લા | બૌદ્ધ |
| સદ્‌ગૃહસ્થ | ચાલુક્ય | કોતરાવ્યા | હસ્તિનાપુર |
| દેવસ્થાન | સંપૂર્ણ | શ્રવણો | દેવવ્રત |
| અદ્યાપિ | વૃત્તાંત | ક્ષત્રપ | લવણપ્રસાદ |
| બક્ષ્યા | ત્રિકોણાકાર | ગુપ્ત | યોદ્ધા |
| ત્રીસ | ગુર્જર | અલાઉદ્દીન | આથમ્યા |
| પાંત્રીસ | ગુર્જરરટ્ટ | માર્ચ | ભદ્ર |
| હલ્લો | નાસરૂદ્દીન | સપ્ટેંબર | કિલ્લો |
| નિર્ભય | પશ્ચાત્તાપ | ધાન્ય | સિપ્રા |
| ધસ્યો | અંતઃકરણ | ગવર્નર | અગત્ય |
| સિદ્ધરાજ | પ્રવાહ | મહારાષ્ટ્ર | કર્નલ વુડિંગ્ટન |
| પુખ્ત | મહમદશાહ | ત્ર્યંબક | અગ્નિ |
| બર્બર | ઠઠ્ઠા | સહ્યાદ્રિ | વાયવ્ય |
| શ્રીસ્થળ | લોકપ્રિય | રોગિષ્ઠ | પ્રથમ |
| ત્રાસ | મુસ્તફાબાદ | કોલ્હાપુર | ફોલ્લો |
| ક્રોધ | વાત્રક | મહાબળેશ્વર | પ્રવાહી |
| યશોવર્મા | ખટ્ગંજબક્ષ | મંત્રીઓ | પિત્તળ |
| સિદ્ધપુર | ઉસ્તાદ | ન્યાયાધીશો | ગઢા |
| સહસ્રલિંગ | શ્રીમંત | ડિરેક્ટર | સ્વરૂપ |
| હેમાચાર્ય | વાજીંત્ર | દ્વીપકલ્પ | શાલદુપટ્ટા |

| | | | |
|---|---|---|---|
| વૃત્તિ | શત્રુ | લક્ષાધાધિપતિ | કાષ્ટ |
| ગોંધ્યાં | અત્તર | જગન્નાથ | કુમુદ |
| વિચિત્ર | તત્વ | સ્રીકેસર | અરબસ્તાન |
| સ્નાયુ | સૂક્ષ્મબીજ | મદ્રાસ | મંત્ર |
| શ્રીપત | સ્વાદ | પિત્ત | પ્રવેશ |
| ચિહ્ન | સૂક્ષ્મ | દ્રાક્ષ | નિર્ધન |
| મનુષ્ય | છિદ્ર | કર્ણાટક | વિંટાળ્યું |
| દ્વિદળ | બ્લીચિંગ | ઘાસ્તી | સત્વ |
| મચ્છર | છિદ્રાળુ | સૃષ્ટિ | સૂક્ષ્મદર્શક |
| સાહ્ય | અધીં | કિવનીન | કસ્તર |
| શ્વાસ | સુસ્ત | ઓક્સિજન | પ્રાણવાયુ |

**ડ્રિલ માટેની સૂચના પહેલી ચોપડીના અર્થમાં જુઓ.**

(૧) જમણો હાથ સામે. (હથેલી આકાશ તરફ.) (૨) જમણા હાથે સલામ. (૩) ડાબો હાથ સામે. (હાથેલી આકાશ તરફ) (૪) ડાબે હાથે સલામ. (૫) જમણો હાથ ઉંચો (૬) ડાબો હાથ ઉંચો (૭) બંને હાથ પગના થાપા સાથે અફાળવા. (૮) જમણો હાથ ખભાની સીધી લીટીમાં (૯) ડાબો હાથ ખભાની સીધી લીટીમાં (૧૦) બંને હાથનાં આંગળાંનાં ટેરવાં ખભે અડકાવવાં. (૧૧) બંને હાથ પગના થાપા સાથે અફાળવા. (૧૨) જમણા હાથની હથેલી મોં સામે લાવી ચક્કર. (૧૩) ડાબા હાથની હથેલી મોં સામે લાવી ચક્કર, (૧૪) બંને હાથ સામા મુઠ્ઠી વાળીને (મુઠ્ઠીઓ આકાશ તરફ) (૧૫) બંને હાથ પાછળ પીઠ ગમ ખેંચવા. (મુઠ્ઠીઓ છાતીને પડખે રાખવી) (૧૬) બંને હાથ કેડપર રાખી પગનાં આંગળાપર ધીરેથી બેસવું; (૧૭) ડાબો હાથ કેડપર મૂકી ડાબી ગમ વાંકા વળી જમણો હાથ ઉંચો કરી

આંગળાંના નખ સામે જોવું. (૧૮) જમણો હાથ કેડપર રાખી જમણી ગમ વાંકા વળી ડાબો હાથ ઉંચો કરી આંગળાંના નખ સામે જોવું. (૧૯) સીધા ટટાર ઉભા રહેવું (પણ બે પગ વચ્ચે એક ફુટનું અંતર રાખવું.) (૨૦) બેઉ હાથ ઉંચા કરી આકાશ તરફ આંગળા ધરી નખ તરફ જોવું. (૨૧) કંમરમાંથી વાંકા વળી હાથના આંગળાં પગના અંગુઠાને અડકવાં, (પગ ટટાર રહેવા જોઇએ) (૨૨) સીધા ઉભા થઇ એક ડગલું પાછળ ખસી ઉભા રહેવું. (૨૩) ડોકું આગળ નમાવવું. (૨૪) ડોકું સીધું કરી સામે જોવું. (૨૫) ડોકું પાછળ નમાવવું (૨૬) ડોકું સીધું કરી સામે જોવું. (૨૭) ડોકું જમણી તરફ ખભાની સીધી લીટીમાં રાખવું. (૨૮) ડોકું સીધું કરી સામે જોવું. (૨૯) ડોકું ડાબી તરફ ખભાની સીધી લીટીમાં રાખવું. (૩૦) ડોકું સીધું કરી સામે જોવું. (૩૧) બેઉ હાથ મુઠ્ઠી વાળી મોં સામે ખભાની સીધી લીટીમાં લાંબા કરવા (મુઠ્ઠીઓ આકાશ તરફ) (૩૨) બેઉ હાથ પાછળ પીઠ ગમ ખેંચવા. (મુઠ્ઠીઓ બગલ આગળ લાવવી) (૩૩) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં લાંબા કરવા. ( મુઠ્ઠીઓ આકાશ તરફ ) (૩૪) બંને હાથની મુઠ્ઠીના અંગુઠા ખભે અડકાવવા. (૩૫) કેડપર હાથ રાખી સીધા ઉભા રહેવું. (૩૬) કંમર આગળ. (૩૭) ૩૫ પ્રમાણે (૩૮) કંમર પાછળ. (૩૯) ૩૫ પ્રમાણે પણ બે પગની વચ્ચે એક ફુટનું અંતર રાખવું. (૪૦) કંમર જમણી તરફ વાળી ડાબો પગ ભોંયથી ચાર આંગળ ઉંચો રાખવો. (૪૧) ૩૯ પ્રમાણે. (૪૨) કંમર ડાબી તરફ વાળી જમણો પગ ભોંયથી ચાર આંગળ ઉંચો રાખવો. (૪૩) સીધા ટટાર ઉભા રહેવું (૪૪) જમણા ફરવું. (૪૫) સલામ કરી ચાલ્યા જવું.

# ધોરણવાર પુસ્તકોની યાદી.

—: બાળપોથી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા ૧ દોઢ આનો.
" ડિકટેશન શિક્ષક ' બે આના.

— : પહેલી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા ૨ ૧॥ આના.
'. ડિકટેશન શિક્ષક ' ભા ૧. ૨॥ આના.
ત્રિવેદિ વાચનમાળાના "ડિકટેશન શિક્ષક" ચાર આના

— બીજી માટે —

"મુખગણિત શિક્ષક' ભા ૩. બે આના
' ડિકટેશન શિક્ષક" ભા. ૨. ત્રણ આના.
સુરત શહેરનો " ભૂગોળ શિક્ષક " ૩ આના.

— ત્રીજી માટે —

"મુખગણિત શિક્ષક ' ભા ૩. ૨॥ આના.
" ડિકટેશન શિક્ષક ' ભા ૭ ત્રણ આના.
સુરત જિલ્લાનો નકશો પાંચ આના
સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક ત્રણ આના.
ગુજરાતની સામાન્ય ભૂગોળની
પ્રશ્નોત્તરમાળા ત્રણ આના.

— ચોથી માટે —

"મુખગણિત શિક્ષક" ભા. ૫ ચાર આના.
" ડિકટેશન શિક્ષક ' ભા ૪ ચાર આના
મુંબઈ ઇ. ભૂ. પ્રશ્નોત્તરમાળા ૪॥ આના.

— : પાંચમી માટે :—

"મુખગણિત શિક્ષક' ભા. ૬. ચાર આના.
" ડિકટેશન શિક્ષક" ભા. ૫. ચાર આના
હિંદુસ્તાનની ભૂ પ્રશ્નોત્તરમાળા ૪ આના



